# સલમાનિયા

અથવા

# આફતાબે દમિશ્ક.

લખનારઃ—

રાશિદુલખયરી દેહલ્વી.

તરજુમો કરનાર

બીહારી દેહલ્વી.

છપાવી પ્રગટ કરનાર.

ઇન્સાફ ઓફીસ

ઇસ્લામપુરા મુંબઇ—૪.

૧૩૪૨ હિજરી ૧૯૨૪ ઇ. સ.

કીંમત રૂ. ૧-૦-૦.

આ બુક છાપી પ્રગટ કરનાર

**મુન્શી ફતેહખાં અહમદખાં 'દીલકશ.'**

"ઇસ્લામ" પ્રીંટીંગ પ્રેસમાં છાપી.

ઇસ્લામપુરા, મુંબઇ નાં. ૪.

તા૦ ૧–૮–૨૪. પ્રત ૧૦૦૦.



હાજી અલીમહમદ જલાલોદ્દીન હુક્કવાલા.

# અર્પણપત્રિકા.

માનવંતા મિત્ર!

હાજી અલીમહમદ જલાલોદ્દીન
સાહેબ

આપ સાહેબની મારા પ્રત્યેની ઉત્તમ લાગણી તથા મારા કામકાજમાં હમદરદ્દી દેખાડી આપેલી કીમતી સલાહ અને મદદનો હું

ઉપકારી છુ

આપની

તે સલાહ અને મદદનો બદલો હું વાળી શકું તેમ નથી, પણ મારા અને તમારા ઘાડા સબધમાં આ બુક આપને અર્પણ કરતાં હું પોતાને ભાગ્યશાળી માનું છુ.

મુંબઇ, ઇસ્લામપુરા,
તા. ૧ મહોરમ ૧૩૪૩ હી.

લી. તમારો
"દિલકશ"

# પ્રસ્તાવના.

هست این میکده و دعوت عام است اینجا
قسمت باده باندازهٔ جام است این جا

હુસ્ત ઈં મયકદએ, દઅવતે આમસ્ત ઈંજા;
કિસ્મતે બાદા, બઅંદાઝએ જામસ્ત ઈંજા.

(આ શરાબખાનું છે અને અહિંનું આમંત્રણ હરકોઇને છે; જેવડું જેનું જામ, તેટલી તેને શરાબ. એ અહિની વ્હેંચણીનું સિદ્ધાંત છે.)

વળી પાછી પ્રસ્તાવના! **અરમાનુસાનો** પરિચય લખી હજી છુટકારાનો શ્વાસ પણ ખેંચ્યો નથી, તેનાં બીબાં પણ હજી છિન્ન ભિન્ન થયાં નથી, તેના ફરમાઓ ઉપરની રોશનાઇ પણ હજી સુકાઇ નથી કે વળી પાછી પ્રસ્તાવના! અને તેયે ખાનગી ખાત્રીઓ સહિત, કે જેમ **અરમાનુસા** માટેના પરિચયની સિફારિશ પહેલી ન જ હતી. તેમ **આફતાબે દમિશ્ક** માટેની પ્રસ્તાવનાની તકલીફ પણ છેલ્લી ન જ હશે. એટલે જ્યાંસુધી મ્હારા મુન્શી સાહબ પોતાના સાહસની '**હલિમ તલઅત** ?' (કેમ ધરાયા કે ?) ને '**હલ મિમ મઝીદ** ?' (વળી છે હજી કંઇ વધુ ?) કહેતા બંધ નહિ પડે ત્યાં સુધી, અંગ્રેઝીમાં કહે છે તેમ, આ **આફતાબે દમિશ્ક** પેઠે કોથળીમાંથી બિલાડીઓ નીકળ્યાજ કરવાની. કોઇ લાખ બડબડયા કરે. આવી ઉતાવળે અને પરાણે લખવી પડતી પ્રસ્તાવનાઓ માટે ! કોઇ લાખ તડફડયા કરે આવી અણધારી, કવેળાની અને કમોકાની

હરીફાઇ સોસવા માટે ! મુનાદીને એ બોલ લખ્યેજ અને મુસ્લિમ કાર્યાલયને આ અગવડ અને તે અંગેની ખોટ ખમ્યે જ છુટકો. **સાહસ કોઇને ઈજારે નથી અપાયો** એ સ્હેલું અને સર્વમાન્ય સત્યને હજીએ નહિ શીખી લે, તેના ઉપર દયા થાવ અલ્લાહની !

પણ આ ઉપરા સાપરી પ્રસિદ્ધિયોની ગડબડ અને ગરમી શાને ? ખુલાસો સ્હેલો અને સ્હેજે આપી શકાય એવો છે. મુન્શીજી જોડેના મ્હારા પાંચ વર્ષના પરિચયે અને થોડા સમાગમે મને શીખવ્યું છે કે તેઓ આજ કાલ—આજ દોઢેક માસથી—ને વાર્ષિક પરંતુ અનિયમીત આંતરાઓએ આવતા, સાહસના ઉમળકાઓ અને ઉભરાઓ માંથી પસાર થઇ રહયા છે જે તેમને આ, તે અને સઘળું લક્ષમાં આવતું, તરત જ લક્ષ ઉપર લઇ લેવાની તવફીક અને પાર ઉતારી શકવાની દ્રઢતા આપે છે. લુત્ફ એ છે કે આર્થિક જોગવાઇયોની તાણ અને આર્થિક જંજાળોની ભીડ, તેમને ઝીંપલાવી દેવામાં કે આગળ વધવામાં કનડગત કરતી નથી, બલ્કે ખાજા જમાલુદ્દીન ઉર્ફીના સુંદર શિક્ષણ—

نوا را تلخ تر میزن چو ذوق نغمه کم یابی
هدی را تیزتر میخوان چون محمل را گران بینی

નવારા તલ્ખ તર મીઝન, ચુ ઝવકે નગમા કમ યાબી;
હુદીરા તેઝતર મીખાં, ચુ મહમિલરા ગિરાં બીની.

(ગાયન રસનો અભાવ દેખે તો ત્હારૂં સંગીત વધારે તાણીને લલકાર; માંચાનો બોજો ભારે જણાય તો, ઊંટ–ગીત વધારે ખેંચીને ગા.)

—પ્રમાણે, જ્યારે જ્યારે આ તાણો અને બાડોની ધક્કા મુક્કીઓ રસ ઉપર હોય છે ત્યારે ત્યારે મુન્શી ફરહુખાનની સાહસવૃત્તિ પણ રંગ ઉપર જ હોય છે. એ એક મનોદશા છે, જે પોતાની વસંત ઋતુ દરમ્યાન મિત્રો અને વાંચકોને આનંદ અને આશ્ચર્ય આપતી રહી છે અને જેણે શત્રુઓને વારંવાર આંગળી કરડવાની અને હરીફોને વારંવાર દિગમુઢ બનવાની ફર્જ પાડી છે...........

અલ્લામા **રાશિદુલખયરી** આજના આપણા ઉર્દુ નવલકથાકારોમાં માત્ર મવલવી **અબ્દુલ હલીમ શરર**થીજ ખ્યાતિમાં ઉતરતા છે અને ઘણું કરીને બીજા બધા કરતાં ચઢિયાતા છે. **શરર**ની લગભગ બધી વાર્તાઓ ઇતિહાસિક છે, જ્યારે **રાશિદુલ ખયરી**ના બે ડઝન કૃતિયોમાં ઇતિહાસિક, સામાજિક અને જીવનજ્ઞાનના જુદાં જુદાં ક્ષેત્રોમાં લેખિણીએ પ્રવેશ કર્યો છે. તેમની વાર્તાઓ ઇતિહાસિક ગાંભીર્ય સાવ સચવાય છે એમ તો ન જ કહી શકાય; પરંતુ વસ્તુની રચના, વિચારોની ઘટના અને વાણીની લલનામાં શોકની ભાવનાઓ ઓતપ્રોત હોય છે. આવી વસ્તુસ્થિતિ અસર ઉપજાવ્યા વિના તો રહે જ નહિ. તેમાં એક મનહર શૈલિએ ઘટતું ઉમેરી, **રાશિદુલખયરી**ની નવલકથાકાર તરીકેની સફળતા અને લોકપ્રિયતાને ચોટે ચઢાવી છે. કળા અને ભાષાની દ્રષ્ટિએ દેખીએ તો આ શૈલિ સંપુર્ણ તો નજ કહી શકાય. અલ્લામા સાહબના જે વાંચકોએ મવલવી **અબ્દુલમાજીદ** બદાયુની સાહબને વાંચ્યા કે સાંભળ્યા હશે તેઓ મ્હારા કહેવાનો ભાવાર્થ સ્હેજે સમજી શકશે. સંખ્યાબંધ ન્હાની ન્હાની ડાખ--ડાંખળીઓ રૂપી પેટા વાકયોથી

ઓતપ્રોત અને અસ્તાવ્યસ્ત, એક લાંબી વાંકી ચુકી ચિત્રમય અને વેલરૂપી, મુખ્ય વાકયમાં એક મુખ્ય વિચારનો જન્મ અને અનેક પેટા વિચારો વાટે તેની વૃદ્ધિ અને ખીલવણીના મનમોહક અને વિચાર પોષક પરિચયો તમને આ બન્ને વિદ્વાનોની શૈલિયોમાં થશે. ખરેખર એજ રંગ, ઉભયના વાકચાતુર્યનો આત્મા છે. પરંતુ જ્યારે **અબ્દુલમાજિદ** સાહબની વાણીમાં તમને જેમ જેમ આ વાકય વેલ વધુ અને વધુ લબાતી જશે તેમ તેમે,—તેના વિચાર સિંચનને જોમે અને પ્રભાવે કરીને—તે વધારે અને વધારે ખીલતી ફળતી અને રૂપવંતી લાગશે, અને અંતમાં તો અસરની અવધીજ વાળી વકતાના પ્રયોજન પ્રમાણે, કાં તો તમને હસાવી દેશે કે કાં તો રડાવી છોડશે; ત્યાં તમે એ વાકય–રેલની **બિસ્મિલ્લાહથી** **વસ્સલામ** સુધી કવિતા, કળા અને પ્રેરણાની ભુરકી હેઠળ પોતાને લાચાર જોશો. કંટાળ્યા વિના વાંચ્યા કે સાંભળ્યા કરશો અને કથન પુરૂં થયે, "તે શાને આટલી જલદીથી પુરૂં થયું!" કહી મનમાં કચવાશો પણ ખરા; ત્યારે **રાશિદુલખયરી** સાહબમાં આવા પ્રસંગો તમને પ્રસંગોપાત જ મળશે. લાંબી લચ વાકય–વેલોનો આ બગીચામાં પાર નથી. છતાં જેમ જેમ એ વેલો લંબાતી જાય છે તમ તેમ. તેમનું વિચાર–જોમ શમતું અને તેમનું વાણી–જોબન કરમાતું જાય છે. કદી કદી વિચાર, વાકયના આરંભમાંજ–જન્મતાંજ મરણ પામે છે અને આખો ઢાંચો, આત્મા વિનાના ખોળિયા જયમ થઇ જાય છે; કદી કદી મંઝિલે પહોંચતાં અગાઉ, વિચાર માર્ગમાં અધવચ્ચેજ મુર્છા ખાઇ જાય છે અને વારંવાર, જેમ જેમ એ

વાકય–વેલ આગળ વધતી જાયછે તેમ તેમ તે પાછળથી કરમાતી જાય છે અહિં વાણીની તે એકાગ્રતા નથી, વર્ણનની તે ચિત્રમયતા નથી જે વિચાર–પ્રાકટય ને મનો હરી લેવાની શકિત આપે.

આ તો એકજ પ્રકારની બે શૈલિયોના મુકાબિલાને અંગે કહેવાયું અને તેયે કળાની દ્રષ્ટિયે. બન્નેની નોખી નોખી ખુબીઓ અને બન્નેની નોખી નોખી ખામીઓ પણ છે. અને ખરેખર બન્નેમાં વારંવાર વધુ પડતું, ગયર ઝરૂરી અને અણઉપયોગી પીંજણ પણ હોય છે જે રસીક વાંચનારની ધીરજને હચમચાવી મેલે છે પરંતુ આ વાદ અહિં વધુ લંબાવવો આવશ્યક નથી અને અસ્થાને છે.

ટુંકમાં **રાશિદુલખયરી**ની વાર્તા શૈલિ અને ભાષા શૈલિ સામાન્ય વર્ગમાં બહુજ પ્રિય છે અને તેજ કારણે તેમની વાર્તાઓની આવૃતિયો ઉપર આવૃતિયો નીકળી રહી છે. ગુજરાતના મુસલમાન પત્રકારો અને પ્રસિદ્ધકર્તાઓ એ શુહરતને રશ્કની નઝરથી નીરખી રહયા છે. **નિઝામુદ્દીન કુરયશી, નાઝિમ અનસારી, નિઝામખાન, ફતહખાન અને ઇસ્માઇલ, મહમ્મદ** એ તેલોને ગુજરાતી ઘાણીમાં પીલી નિચોવી શકાય એટલું તેલ નિચોવી લેવા ગુંથાઇ ગયા છે. હું મ્હારા એ સઘળા મિત્રોને સફળતા ઇચ્છું છું. પરંતુ એઓમાંના જેઓ દોરનારા ભરવાડો બની શકે એવા છે તેમને, અનુકરણ કરનારાં મેંઢાંઓ નહિ જ બનવાની મ્હારી આગ્રહપુર્વક પ્રાર્થના છે. એજ મિત્રોની પરવાનગી લઇ કહીશ કે જે મયદાનમાં હાલ તેઓ વિચરી રહયા છે તેની પહેલી પ્રેરણા "વફાદાર" વાળા

મ્હારા મર્હુમ મિત્ર મુન્શી **મુસ્તુફામીઆંને** થઈ હતી. **રાશિદુલ-ખયરીની** વાર્તાઓને ગુજરાતીનો પોશાક પહેરાવવાનો વિચાર ખરે-ખર, પહેલાં તેમનેજ સુઝયો હતો. તેઓ તે કાર્ય આરંભી શકયા પણ આટોપી શકયા નહિ. આજે તેઓ હયાત હોત તો **રાશિદુલખયરી**નું જે સુંદર પુસ્તક ગયે વર્ષે તેમના આત્માને અર્પણ થઇ પ્રસિદ્ધ થયું હતું, તે કદાચ તેમના દિમાગ બળથી પ્રસિદ્ધ થઇ કવમને અર્પણ થાત અને મ્હારા જેવા તેમના બીજા સંખ્યાબંધ સંબંધીઓ મ્હારા આ અભિપ્રાયમાં સંમત થશે કે જો એમ થયું હોત તો **મહુબુબએ** ખુદાવંદ, અશુદ્ધ નામ અને નિર્બળ ભાષા-વાટે ગુજરાતીમાં પ્રગટ થઇ છે તેમ નહિ થાત. તેમજ તેને અંગે, મર્હુમની પ્રાણ પ્યારી સંસ્થાને જે હાંસી વેઠવી પડી છે તે પણ નહિ વેઠવી પડત.

**આફતાબે દમિશ્ક** સહિત મ્હારી યાદ અને જાણ મુજબ **રાશિદુલખયરીની** સાત વાર્તાઓનું ગુજરાતી ભાષામાં આવાગમન થઇ ચુકયું છે. હજી તેમની દોઢ ડઝન વાર્તાઓને આપણા ગુજરાતી ભાષાંતરકારોએ અડી નથી, જેમાંની ઘણી ખરી ઉર્દૂ વાંચક વર્ગમાં લોકપ્રિય છે. આ પ્રમાણે ક્ષેત્ર વિશાળ છે અને હું ઉપર ગણાવી ગયો તેમ તેમાં ઝિંપલાવી દેનારા પણ ઓછા નથી.

**હવે આફતાબે દમીશ્ક**ના વસ્તુPlot કે તેના આ ભાષાંતર વિષે કંઇ કહું તે અગાઉ એક અગત્યનો ખુલાસો થઇ જવો અ-નિવાર્ય છે. ભુલતો ન હોઊં તો ગુર્જર સાહિત્યમાં આ પહેલોજ બનાવ છે—અને મુસ્લિમ ગુજરાતી સાહિત્યમાં તે એક ઇતિહાસીક

બનાવ તરીકે યાદ રહી જશે—કે જ્યારે એક પુસ્તકનાં બે જુદાં જુદાં ભાષાંતરો બે જુદા જુદા કાર્યાલયો તરફથી લગભગ એકી વેળાએ બહાર પડયાં હોય. **લગભગ** એટલા માટે લખું છું કે બંને પુસ્તકો પ્રસિદ્ધ થવાની નક્કી તારીખ મ્હારી પાસે નથી. પરંતુ મેળવેલ બાતમી અને કરેલ ગણત્રી પ્રમાણે આંતરો ભાગ્યેજ બે ચાર દીવસોનો રહેશે. આ બનાવને મુસ્લિમ વાંચક વર્ગની સંખ્યામાં કે તેના વાંચન–શવકમાં વધારો સુચવનાર તરીકે લઇએ, મુસ્લિમ પ્રસિદ્ધકર્તાઓની સાહસવૃત્તિ દેખાડનાર તરીકે ગણીએ કે ધંધાને અંગે ચલતી એક પ્રમાણિક હરીફાઇ તરીકે લેખીએ, તો આપણા સાહિત્ય શરીરમાં, તે આરોગ્યતાનું એક સ્પષ્ટ ચિન્હ છે. અને દ્વેશ દેખાડવા કે વેર વાળવા અર્થે કોઇએ આ બાઝી કોઇ સાથે રમી હોય તો, તે એક મનહુસ અલામત જ નથી પરંતુ—મને કહેવા દયો કે —ભવિષ્યના સાહસો માટે તેનું અનુકરણ અને પુનરાવર્તન એક ગંભીર ભયનું ચિન્હ છે.

ગમેતેમ હોય "**વફાદાર**" કાર્યાલય તરફથી ગયે વર્ષે "**મહમુઅએ મુહાવંદ**" ના ભાષાંતર થકી આરંભાયેલી "**મુસ્લિમ સીરીઝ**" ના મુહાવરાની ભાષામાં બોલું તો અગિયારમે કલાકે અને વ્યવહારની ભાષામાં કહું તો અગિયારમે મહીને–બહાર પડતા બીજા મણકા તરીકે પણ **આફતાબે દમિશ્કનુંજ** ભાષાંતર પ્રસિદ્ધ થઇ રહયું છે! રંગ ખુબ જામવાનો, કારણ કે મામલો રસ ઉપર ચઢી રહયા છે? પરંતુ લાભ અને મઝા વાચકવર્ગ ભોગવશે, જેની હું તેમને અગાઉથી જ મુબારકબાદ આપી દઉં છું.

આ પ્રસ્તાવનામાં મારાથી એ બન્ને ભાષાતરોની તુલના કે

સરખામણી તો નજ કરી શકાય. વળી મ્હારા હાથમાં, **મુસ્લિમ સીરીઝ**વાળી પ્રત પણ નથી એટલે અનુમાનોના ઘોડા દોડાવી અન્યાય કરી બેસવાનું જોખમ શા સારૂ ખેડવું ? આશા છે કે **મુહમ્મદમીઆં**એ **મહબુબે ખુદાવંદ**માં જેવા છબરડાઓ ભજવ્યા છે તેવા **આફતાબે દમિશ્ક**માં નહિ ભજવ્યા હોય. મને વિશ્વાસ તો નથીજ કારણ કે આ તરૂણ તંત્રી સાહબ શીખવાનું નહી શીખવા જેટલા ઉદ્ધતજ નથી પરંતુ ભુલવાનું નહિ ભુલવા જેટલા ઉદાર પણ નથી. જુઓ, ઉર્દૂ અને **એટલે** વચ્ચેનો ભેદ મ્હેં એમને સમજાવ્યો, જે સ્પષ્ટ હતો અને જેમાં મુદ્દલ મતભેદ છેજ નહિ. એમણે કરેલ ગંભીર ભુલ તરફ લક્ષ દોર્યું, પણ, યા અલ્લાહ ! કોઇ દાદ આપજો એમના સત્ય-પ્રેમની, કે વળી પાછા કહેતા બહાર પડયા કેઃ—

**“ આફતાબે દમીશ્ક ઉર્ફે દમીશ્કનો સુર્ય ”**

આબાદ પહેલા આ બીજા મણકાનો આરંભ પણ ઉર્દૂના પહેલેજ કોળીયે દસી ગયેલી માખથી થયો છે ! બાકીનું અને માંહેનું ભોજન માખ રહિત છે કે નહિ તે જાણવાની જેમની જિજ્ઞાસા હોય તેમનામાંના **પોણા બે રૂપીઆ** નાંખી દેવાની હેસીઅત ધરાવનારા સભ્યોએ અખતરો કરી લેવો.

આ પ્રસ્તાવના સાથે હાજિર થતા ભાષાંતરના બીજા બે ત્રણ ફાયદાઓ તો સ્પષ્ટજ છે પણ હું એક ખાસ લાભ ઉપર લક્ષ દોરીશ. **આફતાબે દમિશ્ક**ની ભાષા મુળેજ અઘરી છે—તે **મહબુબએ ખુદાવંદ**ની ભાષાથી પણ વધુ અઘરી છે—તેમાં વળી તે દિલ્લીના પ્રચલિત ઉર્દુ મુહાવિરાઓથી ઠેકાઠેક છે. અને એ એક

અકસ્માતિક જોગજ છે કે મ્હારા મુન્શીજી આ ભાષાન્તર સારૂ દિલ્હીનાજ એક મુસલમાન ગુજરાતી લેખકની સેવાઓ મેળવી શકયા છે. મ્હારા મિત્ર **બીહારી,** અલ્લામા **રાશિદુલખયરી**ના હમ વતની છે. મ્હેં આ ભાષાન્તરને કેટલેક ઠેકાણેથી મુળ ઉર્દુ સાથે સંભાળથી સરખાવી જોયો છે અને તેણે મને પુરો સંતોષ આપ્યો છે. અને **રાશિદુલખયરી**ની શૈલિને આટલી સફળતાથી ઇન્સાફ આપવા માટે, એ તો દેખીતુંજ છે કે, ઉર્દુ જેટલોજ કાબુ ગુજરાતી ઉપર પણ હોવો જોઇએ. હું તો જાણુંજ છું કે તે છે અને આ ભાષાન્તર વાંચી, વાંચકો પણ માની લેશે કે તે છે આવી સુંદર ભાષા લખી શકવા માટે કોઇ પણ મુસલમાન લેખક ગર્વ લઇ શકે; પરંતુ અહિં છે તેમ, જ્યારે તેની માતૃ ભાષા ગુજરાતી ન હોય અને તે પોતે પણ ગુજરાતનો ન હોય, ત્યારે તો વધુજ માનનો મુસ્તહક છે. કાળની લહેજુઓ કે મુસ્લિમ ગુજરાતે આવા લાયક લેખકની હજી લગી કશી કદ્ર કીધી નથી! ખરેખર આપણા આજના અગ્રગણ્ય લેખકોમાં, પ્રમાણમાં તેઓ સૌથી વધુ કામ કરનારા છે અને ખ્યાતિમાં કદાચ સૌથી ઓછા જાણીતા છે. કામના પ્રમાણું ધોરણ તરીકે લઇએ તો તેમને પડખે ખડા રહી શકે એવા બેજ મુસલમાન ગુજરાતી લેખકો મ્હારી જાણમાં છે. તેમ છતાં **બીહારી** સાહબ અંધારામાં રહયા છે કિંવા જોઇએ તેટલા પ્રકાશમાં આવ્યા નથી. આવા કામના અને મગત્વના સહચરને ન્યાય આપવા જતાં મ્હારાથી અન્યાય નહિ થઇ જાય તેની સંભાળ લઇને હું કહું છું કે "**આફતાબે હમિશ્ક**" નું ભાષાન્તર અપવાદ રૂપ છે. એ દેખી હું તો બહુજ ખુશ થયો

કારણ કે તેમ થવું ધારણા વિરૂદ્ધ હતું. તેમ થઈ સકવાનું કારણ એ છે કે સામે હરીફાઇમાં બીજું ભાષાન્તર છે એમ તેઓ જાણતા હતા. પાણી દેખાડવાની ફરજ પડી ત્યારેજ આ પાણીદાર લેખિણીએ પાણી દેખાડયું! પણ આવી કૃતિયો મેળવવા માટે, આપણે શું એમ ઇચ્છવું કે તેમને હર હમેશ આવા સંજોગો વચ્ચેજ લખવું પડે! એમ થયે મુસ્લિમ સાહિત્યને તો લાભ થાયજ. પરંતુ અન્યોને ભારે પડીને ભારે થવું, મુસ્લિમ સાહિત્ય સંગઠનને હાલ પાલવે તેમ નથી.........................

"આફતાબે દમિશ્ક" નો વસ્તુ શામમાં ઇસ્લામના આવાગમનની હકીકત, ટુંકમાં પરંતુ ઘણી મનહર શૈલિમાં, રજુ કરેછે. મુન્શી સાહબે હમણાજ પ્રસિદ્ધ કરેલ **અરમાનુસા**માં, એજ વિષય મિસ્રને લગતો છે. એટલે ક્રમ ઉલટો છે. જે વાંચકોએ **અરમાનુસા** હજી લગી નહિ વાંચી હોય તેમને મ્હારી ભલામણ છે કે **આફતાબે દમિશ્ક** પ્રથમ વાંચી લેવી અને **અરમાનુસા** ત્યાર કેડે તરતજ વાંચવી આમ કરનાર જિહાદનો ઇતિહાસ ક્રમવાર અને રસપુર્વક સમજી શકશે

ખત્મ કરતાં, હું **બીહારી** સાહબને તેમના ભાષાન્તરની સુંદરતા માટે મુબારક બાદ આપુ છું અને **ફતહખાન** સાહબના સાહસની ફતહ માટે દુઆ કરૂં છું. **વમાતવફીકી ઇલ્લાબિલ્લાહ.** વસ્સલાંમ.

"જાસિમહાઉસ" કોલાબા,
**મુબઇ.** તા. ૫ મી ઝિલ
હજ્જિલહરામ ૧૩૪૨ હિ.

**મિસ્કીન**
**મુનાદી.**

# ટોપીઓ ક્યાંથી

## ખરીદશો ?



# આંફતાબે દમિશ્ક.

## પ્રકરણ પહેલું.

—(૦)—

### એક નજર.

———o———

સ્પેનની મુલાકાતે આવનાર મુસાફરો હરીફરીને કરતબામાં દાખલ થઇ જુએ છે કે હવા જે ધુળને ચોમેર ઉડાવતી ફરે છે તે કોઇ વખતે સુલતાનોને માન અપાવતી હતી. કસરે ઝોહરા, જામએ ઝોહરા અને મદીનતુલ ઝોહરા જેના સંબંધમાં કાંઇનો અભિપ્રાય છે કે દુનીઆ ઉપરની બેમીસાલ બદ્ર ઇમારતો અને ઇસ્લામી સલતનતના લાજવાબ નમુના તેજ ધુળના ખોળામાં અબદુલ રહેમાન અલનાસીરલેદીનીલ્લાહને પોતાની મેહબુબ ઝોહરા તરફ જે મહોબત, માયા અને મમતા હતી તેનો ખરો ખ્યાલ આપતાં હતાં. ત્યારે તે છાતીએ હાથ દઇ બેસી જાય છે, હસરતના આંસુ આંખો માંથી વહી, આકાશની ક્રાંતી અને જમાનાની અલટાપલટીનું ચીત્ર

તેની આગળ દોરાઇ જાય છે. અનાયાસ હોળીનો રૂદનનાદ તેના કાન સાથે અથડાય છે અને મુસલ્લમાનોના પુરાતન જાહોજલાલ, વૈભવ સાથે કહે છે કે.

" હમેશાં રહે નામ અલ્લાહકા "

પરંતુ જ્યારે તકદીર તે મુસાફરને દમીશ્ક—દમાસકસ લઇ જાય છે. જામયે ઉમૈય્યાના ખુશનુમા કંગુરાને તોહીદનો ડંકો વગાડતાં અને મંદીરનો સોનેરી કળશ ઇસ્લામની સચ્ચાઇનો રાગ અલાપતો તેની નજરે પડે છે, ત્યારે અનાયાસે તે પોકારી ઉઠે છે કે ખચ્ચીત આ તેજ મુસલમાનો હતા—

" સિક્કા બિઠા ગયે જો મહમ્મદ કે નામકા."

રાજ્યોની અદલા બદલી અને પ્રજાઓની ઉન્નતિ—અવનતિ, જગતનો સામાન્ય ચમત્કાર છે. જીવીત મનુષ્યો સદાથી આ નાટક જોતા આવ્યા છે અને જોશે. શામનો દેશ મીસરના કબજામાં ગયા પછી એવો બળવાન બન્યો હતો કે સ્હેજે તે નિર્બળ થાય એવો ભાસ સુદ્ધાં પણ હતો નહિ. એકાએક ઇરાનીયોએ વિજય ઘોષણા સાથે પ્રવેશ કર્યો અને થોડાંજ અઠવાડીયાંમાં આખા શામ ઉપર ઇરાનીયોનો વાવટો ફરકવા માંડયો; છતાં ત્યાં ખુદાએ મનુષ્ય શરીરમાં દેખાવ દીધો ત્યારે અહીયાંની આગની ચીણગારી મનમાં આવ્યું ત્યારે મસળી નાંખી અને જરૂર પડી ત્યારે ઓલવી નાંખી. કાયદો ગમે તેવો સખત હતો, છતાં નિર્ભયતા, અને નિડરતાની સ્થિતી એટલે દરજ્જે વધી પડી હતી કે દીવસે અને રાત્રે, બજારોમાં કતલ—ખુન થતાં, આંતરીક વિખવાદે રાજ્ય સન્તાને

હચમચાવી નાંખી અને દોરે ફ્રસ્કંદરીમાં યુનાનીઓના પહેલાજ હુમલાએ રાજ્ય સત્તા ઉપર અધિકાર મેળવ્યો.

આ રાજ્ય સત્તાના દોરની શાંતિ થોડા દીવસોમાં પસાર થઇ ગઈ. કારણ કે પ્રજાનો અધિકાંશ ભાગ રોમનોથી વસાએલો હતો. તેઓએ અણદીઠે, સત્તાનો પાયો ખણી નાંખ્યો, જેને પરિણામે રોમનોએ બળવાન લશ્કર સાથે હુમલો કર્યો. આ હુમલાએ રાજ્ય સત્તાની લગામ રોમનોને સોંપી. અને હરતા ફરતા ઓળા–પડછાયા રૂપે તે સત્તા કોન્સ્ટાન્ટીનોપલના કયસર હરકુલના હાથમાં મુકાઇ. શાહીતાજ તેના માથા ઉપર મુકાતાં રોમનોએ બેપીકરીથી લાંબી મુદતની દાઝ કાઢી અંતરની કનિષ્ટ ઇચ્છાઓ તૃપ્ત કરવા માંડી.

યુનાનીઓ પાયમાલ અને બરબાદ થઈ ચુકયા હતા, કાલ સુધી જે માથાં ઉપર ઝવેરાતના તાજ શોભા આપતા હતા તે માથાં આજે રોમનોના પગ તળે ચગદાઇ રહયાં હતાં. દરેક પ્રજાના આચાર વિચારની નબળાઇ ઉપર તેની અધોગતી અને પડતીનો આધાર હોય છે. યુનાનીઓના આચાર વિચાર એટલે દરજ્જે ખરાબ થયા હતા કે રેસના મેદાનની શરતોમાં પુરૂષો રાજીખુશીથી પોતાની સ્ત્રીઓને નાણાંની જગ્યાએ મુકતા અને હારતા હતા. ભલુ ભવિષ્ય રોમનોની સાથે હતું આવા જુગારે ખુબસુરત યુનાની સ્ત્રીઓથી રોમનોના મહેલો અને કીલ્લાઓને જગમગાવી દીધા. રાજ્ય સત્તાના કબજા સાથેજ ખુબસુરતી ઉપર પણ રોમનોનો કબજો થવા માંડયો.

આપણે કબુલ કરીશું કે કેટલાક સંજોગોમાં તે વખતે પણ

શામની સરજમીન લાજવાબ હતી. બયતુલમુકદ્દસ અને દુની-યાના ઝવેરાતથી પણ વધુ કીમતી મથકો માટે તે વ્યાજબી રીતે મગરૂર હતું. જે દેશનો એક છેડો ફુરાત અને બીજો છેડો ભુમધ્ય સમુદ્રની વચ્ચે હતો તે દેશ દુનીયાનું સ્વર્ગ હતું. ચોમેર વ્હેતી નહેરોનું સ્વચ્છ જળ બીલ્લોરના કટકાને કોરે બેસાડતું હતું. ફળફુલનાં શુશોભિત વૃક્ષોની લીલી ડાળીઓ સ્વાદીષ્ટ ફળોથી ઝઝુમી રહી હતી. આ લતા જાળ એટલી લાંબી ગઈ હતી કે જાણે પોતાના ખોળામાં મનુષ્યોના માળા બનાવ્યા હોય એવો ભાસ થતો હતો. પાણીના ઝરાનો ખુશનુમા સ્વર, કલ્લોલ કરતાં તરૂવરો મનરંજન કરનારી મોજ પુરી પાડતાં હતાં. આ મોજ પ્રજાને મફત મળતી હતી.

કુદરતના આ નમુનાઓથી પ્રજા તે પવિત્ર કીરતારની અકળ કળાનો ખ્યાલ કરવાને બદલે ઉલટે રસ્તે દોરવાઈ ગઇ. શરાબના શીશા હાથમાં, મનહર મુખડા બાથમાં, ચોમેર મનુષ્યો મસ્ત થઇ ફરતા. રોમનોનો શરૂઆતનો દોર કાંઇક ઠીક હતો. નવે નવી રાજ્ય સત્તા અને અધિકારની શરૂઆત હોવાથી, સામાન્ય રીતે સાવચેતી અને ઉચિત વ્યવસ્થા સચવાઈ, પરંતુ જ્યારે તેઓ ઠરી ઠામ પડયા, અને મેદાન હરીફોથી સાફ દેખાયો ત્યારે રંગીલા જવાનોએ રંગ દેખાડવા માંડયો.

અંતે વખત એવો આવ્યો કે કોઇ ખુબસુરત સ્ત્રી મેળવવા માટે પુરૂષને મારી નાંખવામાં આવતો અને સુંદર સ્ત્રીને ઉડાવી દેવામાં આવતાં કોઇને ખબર વગીક પણ પડતી નહી. આવા

બનાવો સામાન્ય થઇ પડયા હતા. શરાબ અને જુગાર એટલો સાધારણ થઇ પડયો હતો કે સ્ત્રીઓ તેમાં સંપુર્ણ ફાળો આપતી. શરાબના મદમાં મસ્ત બની જુગાર રમતી.

કહેવામાં તો તે લોકો ઇસાઇ હતા પરંતુ ભાઇ ભાઇનો દુશમન હતો. નામ માત્રની પણ તેમને ખુદાની બ્હીક હતી નહિ. બળવાનો, નિર્બળો ઉપર એવા સખત અત્યાચાર કરતા કે કેટલાક સંજોગોમાં સાંભળનાર પણ કંપી ઉઠતો. વિખવાદ અને કુસંપનો અનંત જન હતો. સામાન્ય રીતે ટંટાનું મુળ સ્ત્રીઓ હતી.

આ અત્યાચાર, જુલમ, સીતમ, કુસંપ અને વ્યભિચારના પરિણામે સરકારના નામથી પ્રજા ત્રાહે ત્રાહે પોકારવા માંડી. તે કમનસીબ પ્રજાને આવી અમાનુષી સખતાઇ સામે કોઇ જાતનો અવાજ કાઢવાનો પણ હુકમ હતો નહી, તેમને દેશમાંથી ચાલ્યા જવાનો માર્ગ પણ હતો નહી. મરવું અને ભરવું તથા રહેવું અને પાયમાલ થવું એજ તેમનો માર્ગ હતો. જીવતર એક મુસીબત અને રાજ્ય એક આફત હતું. જીવ તેમનો અને આબરૂ રાજ્યની, પાયમાલી તેમની અને મોજ બળીની.

**અનતાકીયા** શામનું પાયતખત હતું. જો કે અનતાકીયા આબાદ અને ફુલવાડીઓથી વસાએલો ખુશનુમા પ્રદેશ હતો, છતાં લુબનાન પર્વત જેવા કુદરતી કીલ્લેબંધીવાળા દમીશકને મુકી કયસરે અનતાકીયાને પાયતખત માટે આપેલી પસંદગી અજાયબી ઉપ-

જાણવા પુરતી હતી. અનતાકીયાનો ગવરનર **ફીલોસ** રોમનોમ પંકાએલો યોધ્ધો હતો. તેની હાકલ એટલી મજબુત હતી કે કયસર પોતાના રાજ્યનો સ્થંભ માનતો હતો. તેના પ્રભાવમાં એટલો દબાએલો હતો કે પોતાની બ્હેન સાથે તેનાં લગ્ન કરાવ્યાં હતાં. રાજ્યના બળમાં ખામી નહી આવવાના ખ્યાલથી અનતાકીયાની હકુમત તેને સોંપવામાં આવી હતી.

આટલું છતાં ફીલોસ પોતે પણ એવો દંભ ધરાવતો હતો કે રાજ્યનો આધાર માત્ર મારા ઉપરજ છે. જો અત્યારે હું કયસરથી જુદો પડું તો તેના રાજ તાજના ટુકડે ટુકડા થઇ જાય કલીઓપેટ્રા કયસર હ કુલની બ્હેન અને શામની રાણી હતી તેણીને પોતાના પતિ તરફ સખત તીરસ્કાર હતો. જો તેણીનું ચાલે તો તેણી શામ સાથે આખી રોમન શહનશાહતનો નાશ કરવાનો ઇરાદો રાખતી હતી. યુનાની સ્ત્રીઓનો કબજો માત્ર ફીલોસના દરબાર ઉપરજ નહી પણ શામની રાણી ઉપર તેના મહેલ ઉપર અને આખા શામ ઉપર આબાદ હતો, **ફલોરા** નામની ફીલોસની મેહબુબની એટલી સત્તા હતી કે **સલમુનીયા** નામની કલીઓપેટ્રાની કુંવરી પેદા થતાંજ ફલોરાને સોંપવામાં આવી હતી. ફીલોસનો આ જુલમ હોય કે સખતાઇ પરંતુ કહેવું જોઇએ કે કુદરતે બક્ષેલી **સલમુનીયા**ની ખુબસુરતીને ફલોરાના પાલણ પોષણે કિર્તીવંત બનાવી હતી. ફીલોસ જો કે ઇસાઇ હતો પણ નામ માત્રનોજ. ખરી રીતે તેને પોતાના ધર્મ સાથે કશો સંબંધ હતો નહી. કલીઓપેટ્રા જો

કે ઇસાઇ હતી પરંતુ તેનું જીવન એવા વ્યાકુળ પ્રસંગોમાં વીત્યું કે તેને ધર્મના આચરણ ઉપર વિચાર કરવાનો વખત વટીક મલ્યો નહિ.

રહી હવે ફ્લોરા, તેનો ધર્મજ અજબ પ્રકારનો હતો. તે જો કે યુનાની હતી છતાં ગીરજામાં જતી અને આગની પુજા કરતી, હદે અહેરામને ઉજવતી, સાપની પરસ્તાર પણ તે હતી. તેની છાપ સલમુનીયા ઉપર પણ પડી હતી. સંપુરણ રીતે કોઈ ધર્મ તે માનતી નહી તેમજ કોઇ ધર્મ ઉંપર આસ્થા પણ હતી નહી. માબાપના સમાગમને પ્રતાપે તેનું વળણ ઇસાઇ માન્યતાઓ તરફ વિશેષ હોવાથી આપણે તેણીને ઇસાઇ તરીકેજ ઓળખશું !

---

## પ્રકરણ બીજું.

——(૦)——

### સલમુનીયા.

---

**સલમુનીયા**ની જવાની એક અઆયરૂપ હતી જેણે ઘરનાં ઘર પાયમાલ કર્યાં. તેની જવાની અજબ હતી જેણે શામ ઉપર મોટી આફત નાંખી. યુનાનની ખુબસુરતી શામના ખુણે ખુણામાં દેખાતી હતી. આ તે જમાનો હતો કે જેને ઇતિહાસ સુંદરતાનો જમાનો ગણે છે. દરે દીવાર અને વૃક્ષ કે પાષાણમાંથી સુંદરતા

ઝળકતી હતી, છતાં સલમુનીયાની જવાની એક એવી વસ્તુ હતી કે તેણે સુંદરતાની દરેક વસ્તુને ઝાંખી પાડી દીધી સુંદરતાની પ્રતિમા તેણીની આગળ પાણી ભરતી હતી.

રોમનોની રૂઢી અનુસાર કુંવારી બાળાઓ માથાના વાળ છુટા રાખતી હતી. સલમુનીયાના રાતા અને ગોરા ચહરા ઉપર કાળા વાળ સવાર અને સંધ્યાના બન્ને દેખાવો એક સાથે રજુ કરતા હતા. તેણે હજારો મનોના ચુરા કર્યા હતા. સાયંકાળે તેણીની સ્વારી સોનેરી નદીને નામે ઓળખાતી ખાડીની શીતળ હવા લેવા જતી ત્યારે સડકની બન્ને બાજુએ પ્રેક્ષકોની મોટી ઠઠ જામતી. ખભાથી ખભો અથડાતો, માણસો ઉપર માણસોની તુટાતુટ થતી અને આવી રીતે કુદરતે તેણીને આપેલી ખુબસુરતીનાં દર્શન કરી મનુષ્યો પોતાની આંખોમાં શીતળતા પ્રેરતા. તેણીની કાંતિ આગળ ચંદ્રનું તેજ પણ ઝંખવાઈ જતું. આસ્તે આસ્તે દુર દરાજના દેશોમાં પણ તેના જોબનની ખ્યાતી થવા માંડી અને કીલોસના મહેલમાં ઝબકી રહેલી જ્યોતિના દર્શન કરવા અસંખ્ય લોકો આવવા લાગ્યાં.

સલમુનીયાની માતાનું સ્થાન ધરાવતી ફ્લોરા, પ્રતિદીવસ વિકાસ પામતી તેના જોબનની સુંદરતા જોઇ, દરેક પળે ભયમાં રહેતી. તેણીને ભારે બ્હીક હતી કે આ વીજળીનો તાપ કયાં પડે છે અને કોને બાળીને ભસ્મ કરે છે વખત જોઇ તેણે કીલોસને ચોખ્ખા શબ્દોમાં ચેતવણી પણ આપી હતી કે સલમુનીયા આંખોનું નુર હોય કે કાળજાનો કકડો પરંતુ તેના અંગારા બાલ્યા વગર રહેશે

નહિ. તે એક જગત વ્યાપી જ્વાળા છે, અને તે માત્ર આ પ્રદેશ-નેજ નહી પણ જગત આખાને પોતાની ભયંકર જ્વાળાનો ભોગ બનાવશે.

ફીલોસ જોકે ફ્લોરાની મોહનીમાં ડુબેલો હતો, તેણી વગર દુનીયામાં તે અંધારૂં માનતો હતો, તેણીની મહોબ્બતના પાટાથી આંખો બંધાઇ રહી હતી; છતાં સલમુનીયાની ઉઠતી જવાનીનું જોબન, નજીકમાં શામની સરજમીન તરફ તણાઇ આવતા તુફાનના પ્રવાહની ખબર આપતું હતું.

શનીવારનો દીવસ રજાના દીવસ તરીકે પળાતો. શહેરનો બધો વ્યવહાર બંધ રહેતો હતો. પહાડની તળેટીના શીતળ અને ઝરણુના પ્રતાપે સ્વર્ગ બનેલા મોજમજાહનાં મથકે મેળો ભરી આનંદમાં પ્રજાજન મગ્ન રહેતાં. શરાબના દોર ચાલતા અને રાત્રે શાહી દર-બાર ભરવામાં આવતો. ખુબસુરત સુંદરીયો દરબારમાં ગાનતાન, નાચરંગના પ્રયોગોને પ્રભાવે દરબારીઓને બેશુદ્ધ બનાવતી, આ રૂઢી લાંબા વખતથી પ્રચલિત હતી. દરબારમાં આવવાની બધાને છુટ હતી છતાં અમીર ઉમરાવો સીવાય જુજ માણસોજ દરબારમાં હાજરી આપતા, દરબારમાં સલમુનીયાની હાજરી લોહચુંબક હતી. માઇલોથી ટોળાનાં ટોળાં તણાઇ આવતાં. મુછ ઉપર તાવ ચઢાવતા લોકો આવતા હતા અને બન્ને હાથે છાતી કુટતા જતા હતા. પુર્ણીમાની રાત્રે ઝવેરાતની ખુરસી ઉપરથી ઉઠી સલમુનીયા ચાંદણીમાં ઉભી રહી ચંદ્રમાની જ્યોતને ચગદતી અને ચંદ્રની

ફીરણો તેને આલીંગન કરવા આતુર દીસતી ત્યારે વૃક્ષો તેના ઓળાના ઓસા લેતાં, હવા તેના નાજુક બદન ઉપર કુરબાન થતી, હરીયાળી ઘાસ તેના પગોમાં આળોટતી અને સુવાસીત ફુલ તેને આવકાર આપવા આગળ વધતાં તેની મહેકભરી સુગંધીથી દરબારના હજારો માણુસો દીગમુઢ જેવાં થઇ જતાં. તે જગ્યા નિર્જન અરણ્ય હોવાનો ભાસ થતો. એક શબ્દ પણ કોઇના મ્હોંમાંથી નીકળી શકતો નહિ. સલમુનીયા ઉડતી નજર નાંખતી આ તરફથી પેલી તરફ જતી. એક વીજળી હતી કે ચમકી જતી, એક ચાંદ હતો કે ઝબકી જતો, એક ફુલ હતુ કે મેહકી જતુ. આંખો અંજાઇ જતી અને કાળજાં ઉંચકાઇ જતાં. તેનાં કદમ કયામત હતાં, તેનાં કાંતી જાદુભરી હતી અને તે સુરત એક આફત હતી. દરેક જીભ ખામોશ અને દરેક દીલ વ્યાકુળ થતું.

---

## પ્રકરણ ત્રીજું.

---

### મહોબતની આગ.

---

યુરદાન ફ્વસરનો બત્રીજો હતો. તે ઇસાઇ લશ્કરનો સેના-પતી હતો. તેની ફોજના વીસ હજાર રોમન જવાનોએ એક લાખ

યુનાનીઓને લોહીમાં ન્હવાડયા હતા. તેની શૂરવીરતાની આખા દેશમાં હાક્ક હતી. દીવાના જેવો કયસરના મહેલમાં નાગી તરવાર હાથમાં લઇ ફરી રહ્યો હતો. ગુસ્સાથી તેનો ચ્હેરો લાલચોળ હતો. ખીજવાએલી આંખોમાંથી ધીગતા અંગારા ઝરી રહયા હતા. સામે એક ખુરસી ઉપર કયસર હરકુલ ખામોશ બેઠો હતો. વુરદાને આવેશમાંજ ખોંખારો કર્યો.

"આ કાંડામાં એટલું કૌવત" વુરદાને ઉગ્ર સ્વરે કહયું "આ બાહુમાં એટલું બળ," થોડીવાર થોભીને તે બોલ્યો. "આ નિર્ભય મનમાં એટલી ખંત" તેણે આગળ ચલાવ્યું. "અને આ અંતઃકરણમાં એટલો ગૌરવવાન ગરમાઇ છે કે દમીશ્ક એક દમમાં, અનતાકીયા એક ક્ષણમાં અને શામ આખું એક પળમાં આગ લગાવી, રાખ બનાવી, ફુંક મારી હવા સાથે મેળવી શકું છું. પહેલી ચઢાઇના પહેલાજ હુમલામાં યુનાન અને યુનાનીઓને, દમીશ્ક અને દમીશ્કવાસીઓને, શામ અને શામીઓને બતાવી અને અનુભવી ગયો છું કે હું કોણ છું અને શું છું." ગુસ્સામાં તે થોડુંક થોભ્યો અને કયસર તરફ જોઇ તેણે ફરી આગળ ચલાવ્યું. "આ તેજ ભુજાઓ છે કે જેણે ઘણી મગરૂર અને બળવાન હોવાની દાવેદાર ગરદનોને ભોંયમાં ધુળ ફાંકતી કરી નાંખી છે. આ તેજ જીવલેણ ખંજર છે કે જેણે ભલભલા બહાદુરોને યમદ્વારે મોકલ્યા છે. ફીલોસને હું એક ચાંચડ, એક મચ્છર કે એક માંકણથી વધારે અગત્ય આપતો નથી. હું એકલોજ જાઉં છું અને ક્ષણવારમાં તેનું મગરૂર માથું આ ભાગ્યશાળી કદમોમાં પટકું છું. તેની આખી જીંદગીનાં કાવત્રાં

અને દગલબાજીઓની સજા મળવાનો આ અંતીમ સમય છે. હું કહેવાની રજા લઉં છું કે જો કીલોસ સીધી રીતે રાજી નહિ થાય અને સલમુનીયા મને નહિ સોંપે તો આપ નામદારે ટાંકી લેવું કે દમીશ્કની શેરીઓમાં લોહીની નીકો વ્હેતી થશે. કારણકે કીલોસ હવે અનતાકીયા છોડી દમીશ્કમાં જઇ રહયો છે.'

શહનશાહ કયસર હરકુલે શાંત પણ દુઃખી દીલે મંત્રીઓનાં આવેશ વચનો સાંભળી બોધ વચનોની શરૂઆત કરતાં કહયું—

"મને તમારી વીરતા ઉપર વિશ્વાસ છે, તમારા કથન ઉપર ભરૂસો છે, તમારી હીમત ઉપર યકીન છે હું જાણું છું કે લડાઇ તમારા નામથી અને દુશ્મન તમારા ખ્યાલથી કંપી ઉઠે છે. અત્યારે તમારી જવાની અને બળની દુનીયામાં જોડ મળવી સંભવીત નથી પરંતુ તેનો ઉપયોગ કરવાનો સમય, તેનો ભોગ આપવાનો વખત, આજના સંજોગો નથી. કીલોસ દુશમન કે સલમુનીયા કંઇ પરાઇ નથી. જુસ્સાને દબાવો, ગુસ્સાને અટકાવો, સખતાઇપર કાબુ રાખો. હજું સુધીનો મતભેદ, વીરોધ, દુશમનાવટનો સબબ બન્યો નથી. આપણી યોજનાની તેને ખબર નહી હોવાથી તેણે ના પાડેલી માની લેવાય નહી. સંજોગોની તેને ખબર નથી. સબુરી રાખો અને વિચાર કરી પરિણામની વાટ જુઓ. હું આજે—અત્યારે લખું છું, તેનો જવાબ મળતાં સુધી, શું કરવું અને શું કહેવું એ મુલતવી રાખો."

"શહનશાહનો હુકમ માથે, આપ નામવરનો અભિપ્રાય પ્રીય

અને વિચારો અતિ વ્હાલા છે;" શાહજાદા ધુરાદાને નરમ સાદે કહયું "પરંતુ વ્હાલા બાપુ. એક કલ્પાંત કરતું મન, એક મુંઝાએલા વીરનરની દયામણી દશા, મહોબતના મેદાનમાં ઇન્તેજારી કરવાની ધીરજ ખોઇ બેઠો છે. એકેક ઘડી મને એકેક સદી જેવી દીસે છે. શહનશાહનો પેગામ ત્યાં સુધી પહોંચે અને ત્યાંનો જવાબ અહીંઆં સુધી પાછો આવે તે વખત અગાઉ આપ જોઇ લેશો કે મારી જીવન-દોરી આ દુનીયામાંથી કુચ થઇ ગઇ હશે. મારી દશા ખરાબ છે, મારૂં જીવતર મને અકારૂં જણાય છે. થોભવુ મોટી મુસીબત છે અને તેથી મારી જીંદગી આફતમાં છે છતા આપના હુકમનો અનાદર કરી શકતો નથી. પરંતુ આ મુબારક પેગામ અને નેક કામ માટે મારાથી વધુ લાયક કાસદ ભાગ્યેજ કોઇ હશે. શાહી ફરમાન મને આપવાની પરવાનગી મળેતો તેજ બ્હાને મારી મુસ્તાક આંખો, તે ચાંદ જેવા ચહેરાને, ફુલ જેવા રૂપસારને એક વખત ફરી જોઇ શકે." તેણે લજજીત કંઠે આંખો નીચી કરી બન્ને હાથ જોડી આગળ ચલાવ્યું કે "શહનશાહ! હું એવી પણ અરજ કરૂં છું કે જો ફીલોસ મારી પ્રાર્થનાનો સ્વીકાર ન કરે તો તે પ્રતીમા ઉપરથી કુરબાન થવાનું ગૌરવ પ્રાપ્ત કરવાની પરવાનગી મને આપવામાં આવે.'

"મને રજા આપવામાં વાંધો નથી" શહનશાહે કહયું "પરંતુ સંજોગો ઘણા નાજુક છે. છતાં પણ જો તમો ખાત્રી આપો કે સનમુનાબાનાં દીદારથી તમારા ગુસ્સામાં અગ્ની પ્રજવલીત નહી થાય, તો તમે આ પેગામ લઇને ખુશીથી જઇ શકો છો."

"શહનશાહ" ગુરદાને નમીને કહયું "મારા ઉપર જુલમ થયો છે.) તે નામ ઉપર ફીદા થનારો, તે કદમો ઉપર કુરબાન થનારો કુચએ યારમાં એવો ગજબ કરશે નહી. દમીશ્કની ખાક મારી આંખનું અંજન છે. હું દમીશ્કની, દમીશ્કની પ્રજાની અને દમીશ્કની હકુમતની પરસ્તીશ કરીશ. ફીલોસનો ગુસ્સો માથે ચઢાવીશ અને મોહન પ્રદેશમાં શરાતનના મારા સદગુણને તિલાંજલી આપી, આજીજી સાથે મારૂં માથું દમીશ્કની સરજમીન આગળ નમાવી દઇશ."

---

## પ્રકરણ ચોથું.

### ઇસ્લામનું આમંત્રણ.

ખીલાફતે ઇસ્લામીયાનો તાજ આ વખતે તે વ્યકિતને શોભાવતો હતો, જેના કદમો ઉપર સદાકત—સત્ય—કુરબાન અને સરળતાનો અર્થ જીવતા જગતને એવો બતાવતો કે યદ્યાપિ પ્રચંત ઇસ્લામ તે પવિત્ર વ્યકિત ઉપર મશરૂરી લે છે અને જગતજન તેના પરાક્રમોથી આશ્ચર્યચકિત છે. આશકો માશુકો ઉપર કુરબાન થશે,

મોહનીના નીરાશ મતવાલા, દીલદારની યાદમાં તરફડશે, છતાં આંખો તે દેખાવ જોઈ શકશે નહી. અને કાન તે કયફીયત સાંભળી શકશે નહિ, જે સીદ્દીકે અકબર ગારે સુરમાં બતાવી ગયા. આફ્તાબ અસ્તાચળે જશે, માહતાબ જગમગશે, અંધકાર પ્રસરશે છતાં તે સમય તો હવે નહીજ આવે! જે સમય મેળવવા ફારૂકે આઝમ પોતાની આખી જીંદગી ફીદા કરવાના નિશ્ચય ઉપર હતા.

જેઓ પ્રથમ ઇસ્લામના દુશ્મન અને લોહીના તરસ્યા હતા; આજે તેઓજ કલમએ તૌહીદના ખરા જાંનીસાર અને સાચા આશક છે. જ્યાં દીવસ અને રાત આખી શીર્ક અને કુફ્રના વાદળો છવાઇ રહયાં હતાં, ત્યાં સત્યની સફળ વૃષ્ટી થાય છે. મુસલમાનોનાં મન મુખબીરે સાદીકની તે આગાહીથી આનંદમાં ઉછળી રહયાં છે અને અભિલાષામાં પ્રલિન છે—તે જમાનો નજીક છે—જ્યારે શામ અને મીસરના દરો દીવાર ઇસલામના નુરથી મુનવ્વર અને દીનના પ્રકાશથી ઉજવળ દેખાશે. રળીઆમણી સહવારનો સુસમય હતો, મુસલમાનો નમાઝની ક્રિયાથી પરવાર્યા, આજીજીની પેશાનીઓ અગમાગામી અવીચળ શક્તિ—લાઝવાલ તાકત—આગળ નમાવી, ખામોશ બેઠા હતા સદગુણી સમયના સદાચારી ખલીફાએ ફરમાવ્યું—

"મુસલમાનો! તમોએ જે કુરબાનીઓ આપી ઇસ્લામના અવાજને અગ્ર સ્થાન આપ્યું છે તે માટે આલમે ઇસલામ સદા કાળ તમારૂં રૂણી રહેશે-મગરૂર થશે. તમે તમારી વીરતા અને શુરાપણું બતાવી દુશમનોનાં માથાં કચડયાં છે, તમે દુનીયાને

બતાવી આપ્યું અને જગતજનોને કબુલ કરાવ્યું કે જુઠ ઉપર સત્ય કેવી રીતે અધિકાર મેળવે છે. તમારા ખુનખાર દુશ્મનો પોતાની કરણીએ પહોંચ્યા અને જે અંતરમાં સત્યનો નજીવો પ્રકાશ હતો, તેઓ ખુદાની વહદાનીયત ઉપર ઇમાન લાવી ઇસ્લામમાં મળ્યા.” ખલીફાએ શ્વાસ લઇ બોલવા માંડયું “આપણુ બધા જાણીએ છીએ કે ખુદાનો પવિત્ર ભકત–રસુલે હાશમી–આજે આપણી વચ્ચે નથી, તેનું પવિત્ર શરીર પૃથ્વીના ખોળામાં અને તેનો નિષ્કલંક આત્મા જન્નતુલ ફીરદોસ—સ્વર્ગમાં આરામ કરે છે, પરંતુ ખુદાનો આશીર્વાદ આપણી ઉપર છે, રસુલ (સ૦) ની આંખો આપણા કામો ઉપર છે. તમારા સત્યધર્મની સાચી પ્રતિષ્ઠા હજુ તમારે સકળ જગતને બતાવવાની છે. તમારે બતાવવાનું છે કે રસુલે અરબીનો ધર્મ કુદરતને અનુકુળ છે. તે પવિત્ર જીવન જો કે દુનીયાની આંખોથી ફના થયેલું છે, છતાં તે જીવનનો પ્રત્યેક બનાવ, તે દીવસોની પ્રત્યેક ઘડી અને તે રાતોની પ્રત્યેક પળ અમારા માટે અનુકરણીય પાઠ હતો. તે સંપુર્ણ મનુષ્ય આત્મા, તે રસુલે અકરમ, તે અદ્વિતીય વ્યક્તિ, અમને, તમને, જગતને, જગતવાળાઓને, જીવનનો અર્થ સમજાવી ગઇ. અમે જોઇ લીધું કે દુનીયામાં રહી મનુષ્ય કેવી રીતે દીનને મેળવી શકે છે. અમારો બાદશાહ જે વહાણુનો નાખુદા, તે ઉમ્મત–જનસમુહનો વાલી, તે સંપ્રદાયનો વારસ, સંતોષ—પેટ ઉપર પત્થર બાંધીને, ઉપકાર—માથામાંથી લોહી વ્હેવડાવીને, અહિંબુત–ફાકામાં ખેરાત આપીને; સબુરી–સુખા બોરાક ઉપર રાજી રહીને અને ઇસ્લામ–પગ ઉપર સોજા ચઢાવીને અમને બતાવી ગયો અને સમજાવી ગયો.”

ખલીફાએ શ્વાસ લઇ, ચોમેર પોતાની તીક્ષણ આંખોના નુરાની પ્રકાશ નાંખતાં આગળ ચલાવ્યું "આજુ બાજુના લોકો, અહીં તહીંના મનુષ્યો, એકથી બીજા ગામની પ્રજાઓ સત્ય માર્ગ તરફ વળી, છતાં ખુદાનું જગત ઘણું વિસ્તૃત અને સંસારનો જન સમુહ ઘણો બ્હોળો છે. તમોને તે હાદીએ બરહક—સાચા ઉપદેશક—તરફથી જે ન્યામત સોંપવામાં આવી છે, તે ખુદાની મખલુકમાં પ્હોંચવાનું તમારૂં કર્તવ્ય છે. ખુદાનો પ્યારો અને મુસલમાનોનો વ્હાલો આપણી આંખોથી અદ્રશ્ય છે, પરંતુ તેની વસીઅત આપણા કાનોમાં, તેનું ફરમાન આપણા અંતઃકરણમાં અને તેની અનામત આપણા હાથોમાં છે. અનાદી પુસ્તક—કુરાન આપણી આગળ છે, તેથી વધુ સારો સોબતી, તેથી વધુ સારો સલાહકાર, તેથી વધુ વ્હાલો મિત્ર કોણ થઇ શકે ? શું તમે આપણા સીરતાજના તે શબ્દો ભુલી ગયા—શામ નજીકમાં ઇસ્લામથી રોશન થશે —હવે વખત આવ્યો છે, બીસમીલ્લાહ કરો, જીંદગી સાથે રમત કરો, માથાં કપાવો, વીરતાનો સદગુણ બતાવો અને હરીફોની સર જમીનને કલમયે હકથી ગજાવો."

ખલીફાના છેલ્લા શબ્દોએ મસજીદનો આખો ચોક ગજાવ્યો અને મુસલમાનોએ કલમએ તોહીદનો ગગનભેદી નાદ બુલંદ આકાશે ચઢાવ્યો આજુ બાજુની શેરીઓમાં ભય વ્યાપ્યો—વીરનર ઉમર ફારૂકે આગળ વધી કહેવા માંડ્યું.

" અમીરૂલ મુમેનીનનો શબ્દે શબ્દ ઉચિત અને અક્ષરે અક્ષર

યોગ્ય છે. મુસલમાનોને આ સમુદ્ર દીને હક ફેલાવવામાં પાછળ પડશે નહી. તેઓ ખુદાના માર્ગમાં જાન અને માલ કુરબાન કરશે અને મુખબીરે સાદીકની આગાહી જે ખરેખર સત્ય છે અને નિસં-દેહ યોગ્ય છે—પુરી કરી બતાવશે. શામનું દરેક રજકણ શીક અને કુફ્રથી ભરપુર છે, એટલે ત્યાં સુધી નુરે ઇસ્લામની રોશની પહોંચાડવી આવશ્યક છે છતાં પણ પ્રથમ હરકુલને ઇસ્લામનું આમંત્રણ આપવું ઉચિત છે. જો તે ઇસ્લામના આમંત્રણનો અના-દર કરે તો સીરીયાની કીલ્લેબંધીમાં, સત્યનો નીર્ણય તલવાર કરશે

—o—

## પ્રકરણ પાંચમું.

—:(o):—

### મરદની મરદાઇ.

—(o)—

ઇદે એહરામનો આનંદી ઉત્સવ, આનંદી રાતનો પ્રથમ વિભાગ, શનિશ્ચરનો દિવસ, ઇદ, બેવડી ખુશાલીનો પ્રસંગ હતો. શામના ઝાડ અને તરૂ વટીક આનંદમાં લીન હતાં. રોશનીથી દમીશ્ક જગમગી રહયું હતું. કીલોસનું રાજ્યભુવન ભવ્ય રીતે શણગારેલું દીસતું. જાત જાતના સુશોભીત ફરશ, રંગ બેરંગી બીલ્લોરી પુષ્પો, ચંદ-

માના પ્રકાશમાં પોતાના ચળકાટથી અજાયબી પમાડતાં હતાં. લાલ અને લીલા રેશમી શામીયાનાની હાર દુર સુધી લંબાએલી હતી. ચોકની વચ્ચે સુશોભીત તળાવ મહેલની શોભામાં વધારે કરતો હતો. રંગબરંગી ચળકાટ મારતી માછલીઓ પ્રેક્ષકોનાં મન રંજન કરવા પુરતી હતી. ખાસ શામીઆનો જેમાં દુલ્હેરાએ ઇદ ઉજવવાની હતી તે સર્વોત્તમ હતો. જમીન આખી ચાંદી અને સુવર્ણ જડિત હતી. ઝવેરાત જડીત ખુરશી ઉપર સલમુનીયા કીમતી આભુષણોથી સજેલી અલંકૃત પ્રતિમા જેવી બેઠી હતી. તે માથાથી પગ સુધી ઝવેરાતથી જડેલી હતી. લાલ અને યાકુતના બે મોર જેમના ગળામાં મોતીની અણુગળ માળાઓ હતી. શાહજાદી ઉપર પોતાની પાંખો ફેલાવી રહયાં હતાં.

પહેલી સફની વચ્ચેના માણેક જડિત તખત ઉપર ફીલોસ બીરાજયો હતો આજુ બાજુ રાજયના મુખ્ય અમલદારો હતા. ઝવેરાત એટલું અધિક હતું કે જમરૂદ અને પુખરાજનાં કીરણો ચો રથી આંખો વીંધતાં હતાં. શાહજાદી સલમુનીયા ઉપર આ વખતે અજબ બહાર હતી. તેણીના હાથમાં ગુલાબનું ફુલ હતું. રતાશવાળી શરાબમાં ભીંજાએલી તેણીની કાતીલ આંખો ચોમેર આફતનાં ચિન્હનો ભાસ કરાવતી હતી. કીમતી મોતીઓના પલ્લવ વાળી શાલ તેણીએ ઓઢેલી હતી. કાળા નાગ જેવી ઝુલફો અને કાતીલ નાગણ જેવી વીણુ—એક વીજળી હતી અને પહેલાજ પ્રહારમાં જોનારના અંતરની પાર થઇ, બુદ્ધિ અને સંતોષની લતાને બાળી ભસ્મ કરતી હતી.

દુધથી ભરેલી ગંગા જમની કઢાઈઓ હાજર કરવામાં આવી. ફ્લોરા અને સલમુનીયાના પગ ધોવામાં આવ્યા. પ્રાર્થનાની ગપ ચાલી, ધર્મ ગુરૂએ ઉભા થઇ પ્રતિમા આગળનો પરદો ખેસવ્યો, દરબારીઓ અદબ સાથે હાથ બાંધી ઉભા થયા, માથાં નમી ગયા, નગ્ન મસ્તક ભુમાતા તરફ ધરી યાચના માટે હાથ લંબાયા. ધર્મ ગુરૂએ ફુલનો હાર ફ્લોરાના ગળામાં અવિકસિત કળીઓની માળા સલમુનીયાના ગળામાં નાંખી. નજરાણાં પડવા માંડયાં અને ઇનામો બ્હેંચાવા લાગ્યાં. આ ક્રિયામાં અડધી રાત વીતી ગઇ. આ એક વાર્ષિક ઉત્સવ હતો. આજની આખી રાત પ્રજા વર્ગ, તે નવ યૌવનાનો વિયોગાગ્નિ પોતાની તીક્ષ્ણ આંખો દ્વારા તૃપ્ત કરતો. શામના અભિમાનની તે પ્રતિમાની આંખો રાતના જાગરણથી સ્હવાર થતાં મદમાતી બની હતી. રાતને વીદા કરનારો બામદાદના નગારાનો અવાજ આવ્યો. ઝવેરાતના બાજઠ ઉપર સલમુનીયાએ બેઠક લીધી. ચંદનનું ચંદ્ર ચિન્હ કપોળ ઉપર આળેખવામાં આવ્યું. ચંદ્રના ચંદ્રમાએ ઝેરી તરવારના જખમોનો દુર્ગુણ પ્રસરાવ્યો. સેંકડો કાળજાં ધવાયાં—પાયમાલ થયાં. કુદરતની આ અખંડ કૃતિ પોતાની પ્રભાવશાળી સત્તાના મદમાં મસ્ત હતી, તે આનંદમાં હતી.

એક મજબુત બાંધાનો—કવી હેકલ મનુષ્ય, તેના છુટાવાળ, અને ઉદાસ આકૃતિ પરેશાનીની ગવાહી આપતાં હતાં, દરબારમાં દાખલ થયો. નાગી તલવાર તેના હાથમાં હતી. સર્વથી પહેલાં તેની દ્રષ્ટી કાલા વાદળીમાંથી પ્રકાશમાન થતા દરબારના અર્ધ ચંદ્ર ઉપર ચોટી. ચકરી ચઢી પણ પોતાને સાવધાન રાખ્યો, એક નિશ્વાસ

નાંખ્યો અને વધ્યો. આખડીઓ ખાધી પણ મન વશમાં કર્યું. થોભ્યો, વિચાર કર્યો અને ફરી આગળ વધ્યો. પૃથ્વીએ પગ પકડયા જકડયા, અંતઃકરણમાં અવાજ આવ્યો કે આ સ્થીતી રહે પણ મનની દશા આવી રહેશે નહી. આંખ ખસે નહી, નજર ફરે નહી. ત્યાંજ થોભ્યો. એક પત્થરનું પુતળુ હતું કે ગુમ સુમ મનુષ્ય, એક તસ્વીર જે તદ્દન નિર્જીવ--નજર ખુચી રહી હતી. એટલામાં સલમુનીયા બાજઠ ઉપરથી ઉઠી. તે ગજગામીની ચાલ કયામત હતી. સેંકડો દીલ દળતી અને હજારો અંતરાત્મામાં આગ સળગાવતી, શાહી તખ્ત ઉપર બીરાજમાન થઇ.

કાળા ઘુંઘરવાળા વાળોની વચ્ચે રતાશમય ઉજવળ મુખડું મનુષ્યની રેખા સમાન સુંદરતાની સંપુર્ણ સીમાએ પહોંચી અંતઃકરણોને પાયમાલ કરનારી આકાશી આફતનું કામ કરતી હતી. આગંતુકની આંખો શાહજાદીના કપોળ ઉપર ચોટેલી હતી. એક ચોપદાર તેની પાસે આવ્યો અને બોલ્યો—

" આવી રીતે મર્યાદા મુકી ઉભા રહેવું અને ઉદ્ધત બની નજર દોડાવવી દરબારના નીયમ અને શાહી અદબથી પ્રતિકુળ છે, વીરૂધ છે. તમે કોણ છો, શું માગો છો, એક તરફ બેસી જાઓ અથવા પાછા ચાલ્યા જાઓ. "

આગંતુકની આંખો ક્રોધથી લાલ થઇ ગઈ. તેણે ચોપદાર ઉપર તલવાર ઉગામી અને ગુસ્સામાં કહયું—

" આગળથી ખાસ અને અગત્યની વાતો ન કર. હું શહેન શાહ હરકુલનો એલચી છું અને કીલોસ ઉપર કાગળ લાવ્યો છું."

આટલું બોલી આગંતુકે એક કાગળ કીલોસ તરફ ફેંક્યો અને સલમુનીયા તરફ પોતાની આંખો ટેકવી દીધી. કીલોસે કાગળ વાંચ્યો અને ફ્લોરાને આપ્યો—ગુસ્સાથી બન્ને થરથર ધ્રુજવા લાગ્યાં.

" શું તારૂં નામ વુરદાન છે. " કીલોસે પુછ્યું.

" હા, વુરદાન " તેણે ગંભીરાઇથી જવાબ આપ્યો. " તેજ વુરદાન કે જ્યાં બેસી આજે તમે ઉત્સ્વ ઉજવી રહયા છો, પોતાની વીરતાના જોહર બતાવી ગયો છે, તેજ વુરદાન, જેની આગળ યુનાને આ જમીન ઉપર પોતાનું અહંકારી માથું નમાવ્યું હતું. વુરદાન! તેજ વુરદાન, જેણે શામમાં ઇસ્લામિત i નગારાં વગાડયાં છે. " તેણે ગળગળીત કંઠે કીલોસ તરફ જોઇ આગળ ચલાવ્યું." કીલોસ! તમે મારા વડીલ છો, પ્રસંગને અગત્ય આપી ઉપસ્થિત બનાવ ઉપર વિચાર કરો અને મુળ રહસ્યને સમજો જો તમારામાં ન્યાય હોય તો રાજ્યને વિસ્તૃત બનાવો અને મારી માગણીઓ રદ ન કરો."

" મને ભાસે છે કે " કીલોસે જવાબ આપ્યો. " તમે કદીયો પેટ્રાના ભાણેજ છો. "

વુરદાન—"હા, તમારી ધારણા ઠીક છે. અને મને અફસોસ છે કે જે બાનુએ એક દીવસ પણ સુખનો જોયો નથી તે કમનસીબ

બાનુનો હું ભાણેજ છું. આવી રીતે શાહઝાદી સલમુનીસા મારી મીલકત છે. મારી ઇચ્છા ઉચિત છે. બોલો તમે શું કહો છો."

"હું તેનો જવાબ શહેનશાહને મોકલાવી દઇશ." ફીલોસ બોલ્યો.

"મારે પણ જાણવું જોઇએ." વુરદાન બોલ્યો. "આપનો શો વિચાર છે."

ફીલોસ—"આ સંબંધમાં મલેકા ફ્લોરાને સ્વતંત્ર અધિકાર છે હું કશું કરી શકું તેમ નથી."

"અમારી ઉપર દબાણ વાપરવાનો તમને અધિકાર નથી." ફ્લોરાએ મ્હોડું ફેરવી તીક્ષણ સ્વરે કહેવા માંડયું. "એક નિર્થક માગણી–અર્થ રહિત ઇચ્છાએ–અમારી ઇદ અને દરબારના આનંદમાં વિઘ્ન નાંખવાનું તમને કશું પ્રયોજન હતું નહીં."

ભયનો શંખનાદ તખ્તના એક ખુણેથી સંભળાયો. એક ચોપદારે આગળ વધી વુરદાનના હાથમાંથી તરવાર લઇ લીધી અને પળવારમાંજ તે હથીયારબંધ સીપાહીઓમાં ઘેરાયેલો દેખાયો.

તીવ્ર અને તીક્ષણ સ્વરે વુરદાન ગાજ્યો, "મારી બહાદુરી અને સાહસની તમને ખબર નથી? મારી શુરવીરતાની રમત આ દેશમાં રમાઇ હતી તેની તમને ખબર નથી? આ ન્હાની ટુકડીના નજીવા સીપાહો એક તૃણા જેટલી પણ અસર મારા ઉપર નાંખી

શકે તેમ નથી. અમારી લડાઇનો આધાર માત્ર તલવારના હાથમાંજ નથી. અમો બાહુના બળીયા અને અંતઃકરણના વીર છીએ. એકલો હું તમો બધા માટે પુરતો છું. પરંતુ અફસોસ આ મોહિનીએ મને પાયમાલ કર્યો છે."

વુરદાનનો લાંબો હાથ સલમુનીયા તરફ હતો. એક ચોપદાર દરબાર મંડપમાં આવ્યો અને કીલોસને નમન કરતાં કહ્યું. "કોઇ માણુસ દરબારમાં આવવાની પરવાનગી માગે છે.'

"તરત હાજર કરો." કીલોસે પરવાનગી આપી.

થોડી વારમાં ચોપદાર એક માણુસ સાથે દરબારમાં આવ્યો જેના શરીર ઉપર ચામડાની ગેદડી હતી ફાટેલા મોજા પહેરેલા હતા, પગમાં તુટેલા જોડા હતા, દરબારે અજાયબીની આંખે જોયો ફલોરા હસી, સલમુનીયા મુસકરાઇ અને કીલોસ ખડખડ હસી પડયો.

તે આવનાર માણુસ ચારે તરફ ઉડતી નજર નાંખી ખામોશ ઉભો રહયો. કીલોસે પુછયું "એ વિચિત્ર માણુસ, કયાંથી આવ્યો છે, શું કામ છે, શું નામ છે. આજે અમારે ત્યાં ઇદ અને દરબારે આમ છે. દરેક માણુસને આવવાની પરવાનગી છે રજા મંગાવવાની કશી જરૂર હતી નહી."

"હું એક મુસલમાન છું." ને આવનાર વિચિત્ર માણુસે જવાબ આપ્યો. "મદીના મુનવ્વરાથી આવ્યો છું અને ખલીફ

તુલ મુસ્લેમીનનો કાસદ છું. તમને ઇસ્લામની દાવત આપું છું.'
એક કાગળ તખત આગળ ધરતાં તે મુસલમાને કહયું. " અમીરૂલ
મુમેનીનનો આ પેગામ તમો ઉપર છે."

" તમે પોતેજ તે વાંચી સંભળાવો." ફીલોસે ઇશારો કર્યો

" બીસ્મીલ્લાહ હિર્રહમાં નિર્રહીમ " કાસદે કાગળ વાંચવાની
શરૂઆત કરી. " અબદુલ્લા અતીક બીન અબુ કહાફા તરફથી ફીલો-
સને માલમ થાય કે તમારા જુલ્મમાટની ફરીયાદ, તમારાં કાવત્રાંનો
શોર બકોર અને તમારી અધમતાનો આવાજ રાત દીવસ અહીયાં
સુધી આવવા લાગ્યો છે. અમારો સાચ્ચો ધર્મવેત્ત જો કે અમા-
રાથી છુટો પડી ચુકયો છે છતાં સત્ય ધર્મને દુનીઆમાં ફેલાવવાની
અમારી ફરજ છે. શીર્ક અને કુફરના જે દેખાવો અત્યારે શામમાં
દેખાય છે તે હદ ઉપરાંત દુખ ઉપજાવનારા છે; તેથી એક સીરાતે
મુસ્તકીમના ખરા માર્ગ તરફ અમે તમને બોલાવીએ છીએ. તમારા
દુરાચારનો ત્યાગ કરી કુદરતી દીનનો સ્વીકાર કરો."

વુરદાનની માગણીએ પ્રથમજ ફીલોસ અને ફ્લોરાના અંતઃક-
રણમાં ક્રોધની જવાળા પ્રગટાવી હતી. તેમનું આખુ શરીર ગુસ્સાથી
ધુજી રહયું હતું. તેની ઉપર આ પેગામ એક ખંજરની અણી હતી
તેણે તેનનાં અંતરનાં જખમો ઉપર મીઠું મરચું ભભરાવ્યું.
ફીલોસ ગુસ્સામાં ઉભો થયો. તેના ઉભા થવાની સાથે બધા દરબા-
રીઓ તલવારો ખેંચી ઉભા થયા. સઘળા કાસીદનો નાશ કરવા
બેચેન હતા. ફીલોસે દાંત કચકચાવી કાસીદને કહયું—

"તમે દગાબાઝ, ઝાલીમ, ચોર અને લુટારૂ બારવટીયા છો. ધર્મ તમારી સુરતથી અને બળ તમારી હાલ હવાલીથી જણાઇ આવે છે. અરબસ્તાનના થોડાક જંગલીઓને પોતાના દંભી ફરેબમાં લીધા છે તેવી રીતે અમને પણ દંભી ડોળ કરી ડરાવવા માગો છો તમને પેટ ભરવા રોટી અને શરીર ઢાંકવા ચીથડાં પણ મળતાં નથી. તમે કયા કૌવત ઉપર મુકાબલો અને કયા બળ ઉપર લડાઇ કરવા માંગો છો. કયસર હરકુલની એક ટુકડી તમારા આખા વંશને પાયમાલ કરવા પુરતી છે. શું તમો જંગ કરવા માંગો છો?"

"તેનો જવાબ ભવિષ્ય આપશે." ઠંડે પેટે કાસીદે જવાબ આપ્યો અને ઉભો રહયો.

કીલોસ—"શું તમે આ બહાદુરો સાથે લડી શકશો, તેણેજ યુનાનને ધુળ ફાકતું કર્યું છે.

"તેનો ફડચો તરવાર કરશે" કાસદે ધીરેથી કહયું.

કીલોસ—"તમારા હુમલાનો હેતુ સત્ય દીન ફેલાવવાનો છે?"

"તે જાણનાર તો ખુદાજ છે." કાસદ બોલ્યો.

કીલોસ—ખુદાના માર્ગમાં શું તમે જીવનો ભોગ આપવાની જરા પણ દરકાર કરતા નથી."

"તેનો જવાબ હું પોતે છું." ધીરવીર કાસદ બોલ્યો.

ફીલોસે મસખરીમાં ઉડાવનારા પુછેલા સવાલોનો અવિચળ જવાબ સાંભળી ફીલોસ ચુપ રહ્યો. કાસદે પોતાની તરવાર મ્યાનમાંથી ખેંચી કાઢી. ફીલોસ ઝંખવાણો પડી પાછળ ખસ્યો, તે જોઇ કાસીદ બોલ્યોઃ—

"તમો ખસો નહી—બ્હીશો નહી. અમે કરારો વીરૂદ્ધ, વગર કારણે કે ખબર આપ્યા વગર હુમલો કરતા નથી. નિસંદેહ અમે જંગલી, ચોર અને બ્હારવટીયા હતા, અમારી સ્થીતી જાનવરો કરતાં પણ ખરાબ હતી, છતાં જ્યારે ખુદાની ઇચ્છા અમને સુધારવાની થઇ ત્યારે તેણે પોતાના કરમ અને કઝલથી દયા કરી એક પયગમ્બર અમારી પાસે મોકલ્યો. જે અમો જંગલીઓને મનુષ્યોમાં ફેરવી ગયો. અમે તે રહેબરથી સાંભળ્યું છે કે શામની તેજસ્વી આંખો અમારાં પગલાંને આવકાર આપશે. આ દેશ ઉપર ઇસ્લામનો ઝુંડો ઉડતો થશે એવો અમારો અકીદો અને મજબુત વિશ્વાસ છે. તું જોઇ લેશે કે મુખબીરે સાદીકનું ફરમાન કેવી રીતે ખરૂં પડે છે ! અમારો એક કાસદ હરકુલ પાસે પણ ગયો છે. નજીકના ભવિષ્યમાંજ તું જોઇ લેશે કે અમે કોણ છીએ અને શું કરીએ છીએ."

ફીલોસે હજુ જવાબ આપ્યો હતો નહી કે વુરદાન આવેશમાં આવી વચ્ચેજ બોલી ઉઠયો—"મારી હાજરીમાં એક બદમાશ કોમનો કાસદ, આટલી છુટ મેળવી જીવતો જાય એ તમારે માટે નહી પણ મારે માટે ઘણું શરમ ભરેલું છે. તમે મારા હાથમાંથી તરવાર પડાવી લીધી નહી તર, આ અસભ્યને દીને હક બતાવી એવા માર્ગમાં નાંખ્યો હોત કે તે સીધો પોતાના ખુદા પાસે પહોંચ્યો હોત."

કાસીદે તીવ્ર નજરે વુરદાન તરફ જોઇ કહેવા માંડયું.

"જે પ્રજાને તું બદમાશના નામે યાદ કરે છે તેનો દરેકે દરેક સપુત, ખુદા માટે જો તેનો ભોગ અપાતો હોય તો, તે પોતાની જીંદગી કરતાં હજાર દરજ્જે વધારે પસંદ કરે છે. અત્યારે જો મોત આવનાર હોય તો તેને અટકાવવાની કોઇમાં શકિત નથી." તેણે પોતાની તરવાર વુરદાન આગળ ફેંકતાં કહયું. "આ તરવાર લે અને પોતાના અંતરની ઇચ્છા પુરી કર."

ફ્લોરા ખામોશ અને કીલોસ દીગમુઢ હતો. દરબારીઓ બધા હથીયારબંધ ઉભા હતા. સલમુનીના તખતની નીચે ઉતરી તરવાર હાથમાં લીધી અને સીધી મહેલમાં દાખલ થઇ.

———:o:———

# પ્રકરણ છઠું.



## કોન્સ્ટાન્ટીનોપલનો દરબાર.



કોન્સ્ટાન્ટીનોપલ ખાતે કયસર હરકુલે દીવસનો દરબાર ભર્યો છે. આગેવાન ઉમરાવો, શુરવીર સેનાપતીઓ અને રાજ્યના

અગ્રેસરો હાજર હતા. લડાઇ ખાતાના પ્રધાને દરબારની શરૂઆત કરતાં ભણાવ્યું—

"આપણે યુનાન જેવા બળવાનને બતાવી આપ્યું કે આપણી તલવારો દુશ્મનના લોહીની તરસી હોઇ પોતાનું પરાક્રમ કેવી રીતે બતાવે છે ત્યારે મુઠીભર મુસલમાનોની શું વીશાદ છે. ખુદાની પ્રબળ સહાયતા આપણા પક્ષમાં છે. એક એક બળવાન બહાદુર સેંકડો મુસલમાનોને ભારી પડે એવા બળભદ્ર વીર પુરૂષો આપણામાં છે. ઇસ્લામ કોઇ સિદ્ધાંતાનુકુળ ધર્મ અને મુસલમાનો કોઇ કુશળ પ્રજા નથી. તેઓ એવાંજ અશકય સ્વપ્નાં જુએ છે. પ્રથમ તો ફીલોસજ મુસલમાનોને તેમની ઉદ્ધતાઇનો સ્વાદ ચખાડવા પુરતો છે. જે લશકર શામમાં છે તેજ મુસલમાનોને ધુળ ફાકતા કરવા બસ છે. છતાં જો વધુ સાવચેતી રાખવાની જરૂર હાય તો રોમન બહાદુરોમાંના એકને તે તરફ મોકલવો બસ છે. મારે તમને જણાવવું જોઇએ કે આ સમય આંતરીક મતભેદો છોડી દેવાનો છે. વુરદાન અને ફીલોસનો વીખવાદ આપણને મોટું નુકશાન પહોંચાડશે. પ્રસંગ ગમે તેવો સાધારણ હોય છતાં દુશ્મનને નજીવો ગણવો એ મોટી ભુલ કહેવાય. શહનશાહનું પહેલું કામ તે બન્નેમાં સુલેહ કરાવવાનું છે. અત્યારે ફીલોસ અને વુરદાન બન્ને હાજર છે. દુશ્મન માથે અને લડાઇ સામે, વખત બારીક અને પ્રસંગ નાજુક છે. આવા ઝગડા બાહેરનો ભય નહી હોય ત્યારે ઉઠાવવાના છે. આપસના ટંટા તો ચાલતાજ રહેશે. પરંતુ આ વખત તે માટે અનુકુળ નથી.

"બેશક" શહનશાહ હરકુલ ગંભીરપણે બોલ્યો. "વઝીરે જંગનો અભિપ્રાય અગત્યનો છે. ફીલોસ અને વુરદાન બન્ને દુરઅં-દેશ અને બુદ્ધિમાન પુરૂષો છે. હું માનું છું કે તેઓ પોતાના કજીઆને આ લડાઇની આગળ કશી અગત્ય આપશે નહિં—આ લડાઇ દેશને તારાજ, ધર્મનો નાશ અને પ્રજાને પાયમાલ કરનારી છે."

"હું મારી તરફથી" ફીલોસે અદબ સાથે ઉભા થઇ કહેવા માંડયું. "શહનશાહ અને વઝીર જંગને ખાત્રી આપું છુ કે મારો વુરદાન તરફ કશો કજીઓ, ટંટો કે લડાઇ નથી. તે મારૂં બાળક અને કલીયોપેત્રાનો ભત્રીજો છે. તેનું કસુર માફ કરવા તૈયાર છું. તેણે પોતાની માગણીથી મને, મારાથી વધારે ફલોરાને અને જો મારો તર્ક ભુલ ભર્યો નહી હોય તો વ્હાલી સલમુનીયાને પણ ઘણું દુઃખ દીધું છે. ભવિષ્યમાં તેવી ઉદ્ધતાઇ નહી કરવાનું જો તે વચન આપતો હોય તો હું તેની કસુર માફ કરવા તૈયાર છું મલેકા અને શાહજાદીને જે દુઃખ થયું છે તે પણ ભુલી જવા તઇયાર છું."

"નમાલી, નમુલી અને નજીવી" વુરદાને ઝનુનમાં આવી સખત ભાષા વાપરતાં કહયું. "જે માગણી અત્યાર સુધી ઇલતેજાના સ્વરૂપમાં હતી તે હવે હુકમમાં બદલાય છે. તે હુકમ બજાવી લાવવાની હરકુલની ફરજ છે. સર્વથી પહેલાં તેણે સલમુનીયાને મારા મહેલમાં દાખલ કરવાની ફરજ બજાવવાની છે. જો તેમ નહી થાય તો મુસલમાનોથી પહેલાં હું શામ અને દમીશકને તારાજ કરી નાંખીશ અને આ તરવારનું બળ તે વ્હાલી મેહબુબને કોન્સટાન્ટીનોપલમાં દાખલ કરશે."

ફીલોસ અને વુરદાનની સ્થીતી બદલાઇ ગઇ, સાથેજ બન્ને પક્ષો લડાઈ માટે તઇયાર થયા. જો વઝીરેજંગ આ પ્રસંગે કુનેહ બાજી નહી વાપરતે, તો અર્થ વગર સેંકડો મનુષ્યો યમદ્વાર તરફ વિદા થઇ જાત. તે ફીલોસનો હાથ પકડી જુદા ઓરડામાં લઇ ગયો. તેણે હરકુલને જુદો બોલાવી સમજાવ્યો ' જો અત્યારે તમે વુરદાનને પટાવી સમજાવી લ્યો તો લડાઇ પછી તેને કતલ કરાવવાની હું ખાત્રી આપું છું."

પ્રધાનનો એકરાર અને શહનશાહની શહાદત ફીલોસને કબુલ્યા વગર આરો નહોતો, તે ખામોશ રહયો. અને વુરદાનને તેની ઇચ્છા પુરી કરવાનું વચન આપી મુસલમાનો સાથે લડવાની તઇયારી કરવાનું ફરમાવવામાં આવ્યું.

---

## પ્રકરણ સાતમું.

—(૦)—

### વમળમાં વિંટાયેલી વિમળા.

---

અડધી રાતનો સુનસાન સમય હતો. ફ્લોરાના મહેલમાં આવેલા બગીચાની એક નહેરને કીનારે સલમુનીયા બેઠી હતી. ચંદ્રનાં કીર-

ણોનો પ્રકાશ નહેરના સ્વચ્છ પાણીને દીપાવતો હતો. હવાના વ્હેવા સાથે પાણીમાં ઉઠતાં મોજાં અલમાસના પર્વતનો ભાસ કરાવતાં હતાં. ફુલ નમી નમી પાણીના ખોળામાં પડતાં હતાં અને કુદકા મારતાં હતો. અજીરનું એક વિશાળ ઝાડ તેણીના માથા ઉપર છાંયડો કરી પાણી ઉપર પડતા ઓળા સાથે કિલોલ કરતું હતું. આ બધું છતાં તેણી કોઈ ઉંડા વિચારમાં લીન થયેલી જણાતી હતી. તે એટલે દરજ્જે પોતાના વિચારોમાં મુગ્ધ હતી કે તેણીની ચોમેર શું થાય છે તેની કશી પણ શુદ્ધિ હતી નહી. હવાએ તેણીને થપડો મારી, ફુલથી તેણીનો ખોળો ભરાયો છતાં તેના વિચારોની તલ્લિનતાએ સાવધાન થવા દીધી નહી. રાત્રિનો અધિકાંશ ભાગ આવી સ્થીતીમાં વીત્યો. એકાએક ગભરાઇને તેણી ઉભી થઇ, આકાશ તરફ જોયું. ચંદ્રમા ચમકી રહયો હતો અને તારા ઝબકી રહયા હતા, શીતળ હવાના પ્રવાહ સાથે તરૂઓ પાણીને આલીંગન આપતાં હતાં. તેણી નિરાશા ભર્યો નિશ્વાસ નાંખતાં ધીમેથી બોલી—

"કેવી ભયભિત રાત છે કે ક્રમે કરી પુરીજ થતી નથી." તેણી મન સાથે બબડી "હું કેવી મુસીબતમાં ફસાણી, મારી આ દશા કયાંથી થઈ. એક ઝાળ છે કે માથાથી પગ સુધી લાય લગાડતી જાય છે. એક નસ્તર છે કે કાળજું વેધતું જાયછે. ભુખ ઉડી ગઇ, તરસ જતી રહી, ઊંઘ આવતી નથી, ઝાલીમ ડાકુ હતો કે એક પળમાં બ્હાવરી બનાવી ગયો. અજબ ચોર હતો કે અંતરનો આત્મા ઉડાવી ચાલ્યો ગયો. શું કરૂં, કયાં જાઉં, કોની પાસે બેસું, કોને કહું અને શું કહું. મારી આકૃતીથી, મારી

દશાથી, મારી કેરીયતથી બધું જણાઇ આવે છે. કયાં સુધી છુપાવીશ અને કોના કોનાથી છુપાવીશ તેની વાસ અંબરથી અધીક અને તેની જાળ આફતથી વિશેષ છે હાય! વાણું નથી વાતું?–

આકાશપટ ઉપર ચાંદ ઝબકી ઝબકી, ચાંદણીનો ચળકાટ તે યોવન માતીના પગ તળે આળોટાવી રહયો હતો. વૃક્ષોનાં પલ્લવો ગણ્યાં, પાણીની લહેરો જોઇ, આકાશના તારા તરફ ટોકાઇ, જમીન ઉપરની લીલી ઘાસ જોઇ, આજુ બાજુ જોયું, નીચે ઉપર જોયું, હાલી, ચાલી, ફરી, અચકાઇ પરંતુ લાંબી રાતની પહાડ જેવી પળો કેમે કરી કપાઇ નહી. છાની માની ઓરડામાં ગઇ, ખુરસી ઉપર બેઠી, ઢોળીયા ઉપર પોઢી, ઊઠી, આગળ ચાલી, અંધારી કોટડીમાં ફરી, અજવાળામાં આવી અને પાછી બગીચામાં દાખલ થઇ.

"હા, સવાર નજીક છે." તેણી મન સાથે બબડી. "કોણ કહે છે કે વાણું નહી વાય! સવાર થવાની છે. ચંદ્રમા મને તલસાવે, તારા મને તલપાવે, પણ સવાર પાસે છે. હવાની શીતળ લ્હેરો ખબર આપે છે કે મલકયે જહાન! પરોઢીયું થવા આવ્યું છે. અવશ્ય બામ્દાદ થવાનીજ અને નજીક–તારા ગમે તેટલા હોય છતાં તે વીદાય થવાનાજ—જુઓ! જુઓ! તે ગયો—ગયો—

* * * * *

હવે તે બેચેની અને બેતાબીની વિહવળતા કે કરૂણ નાદ કશું એ નહોતું— બારણું ઉઘાડી ઉદ્યાન બાજુએ આવી ફુલની ખીલતી

કળીઓની બહારમાં મન પરોવા લાગી. પાછળથી પગનો ખખડાટ થયો ઝબકી ચમકી અને બોલી. "કોણ ?"

"હુ." પાછળથી એક અજાણ્યો સાદ સંભળાયો તે અવાજ એક અસ્વારનો હતો. તેણે આગળ ચલાવ્યું. "આ પ્રતિમાનો પુજારી, દીવાનો, આ નેણબાણનો ઘાયલ."

"હાં.........." સલમુનીયાએ અસાવધાનીમાં કહયું.

એક શબ્દ બોલી શાહઝાદી કોઇ ઉંડા વિચારોમાં ગુંચવાઇ બેભાન થતી જણાઈ.

સવાર તેણીની પાસે આવ્યો. તેણે નમ્ર અને ધીમા અવાજે બોલવા માંડયું. "આ પવિત્ર પ્રતિમાનાં દર્શન કરવા કુદરતે મહેરબાન થઇ અનાયાસ પ્રસંગ આપ્યો છે. વખત ખામોશીનો નથી. પ્હો ફાટે છે, અજવાળું થતું આવે છે, દુર હે રીવાલનાં શીખરો વટી, મારા માથા ઉપર સુરજનાં કીરણ પડવા માગે છે. વધારે વખત રોકાઇ શકું નહી. રજા આપો—અંતરની પ્રતિમા, રજા આપો—હું જાઉં."

"ઠીક." મને કે કમને સલમુનીયાનો મધુર અવાજ નીકળ્યો.

કુદરતના નીયમ અનુસાર જે જે પળ રાતનો અંત આણતી હતી તેજ પળ સુરજના કીરણોમાં પ્રકાશનો આત્મા નાંખતી હતી. તે સવારે શાહઝાદીનો કોમળ હાથ પોતાના હાથમાં લીધો, ધ્યાનપુર્વક તે તરફ જોયું પછી બોલ્યો. "જુઓ આ હાથ શું બતાવે છે!"

છેલ્લા બોલ સાથે તે સવાર ગયો અને અદ્રશ્ય થયો. આ બધા વખત સુધી સલમુનીયા તદ્દન શાંત અને ખામોશ હતી સવાર દરવાજા તરફ ગયો. તેણી આસ્તે આસ્તે તે તરફ થોડુંક ચાલી. તે દરવાજા બહાર થતાં તેણીએ ઝડપ કરી, દરવાજો વાસ્યો અને ઝરૂખામાં ઉભી રહી તેની પુંઠ જોવા લાગી. સવાર અદ્રસ્ય થયો પણ તેની આંખો તેજ તરફ હતી. તેણી ત્યાંજ હેરાન, પરેશાન અને ગુપ ચુપ બેઠાજ રહી. લશકરની એક ટુકડી સામેથી આવતી તેણે જોયું. તેણીએ જોયું—એક હૃદય દ્રાવક દ્રશ્ય જોયું ! તેણીએ જોયું કે તે જવાન, કેદી છે અને કીલોસ ખુશી ખુશી લશકરની ટુકડી સાથે વાતો કરતો આવે છે.

લશકર, કીલોસ અને કેદી, બધા મહેલની પાસે આવ્યા. એક અવાજ સંભળાવ્યો " આ નીમક હરામ માટે શો હુકમ છે. "

" અત્યારે ચાહે અંતાકીયામાં બંધ કરો " કીલોસે કહયું " પાછળથી તેનો વિચાર કરીશું."

———o———

## પ્રકરણ આઠમું.

—:(o):—

### શામ તરફ કુચ.

————

મદીના મુનવ્વરાની પવિત્ર શેરીઓમાં બાળાબાળ, કહેતા

સંભળાય છે કે "અમીરૂલ મુમેનીનની સત્યની દાવતના પૈગામનો હરકુલે અપમાન સાથે અનાદર કર્યો, કીલોસે મશકરીમાં ઉડાવ્યો, ફ્લોરા અને સલમુનીયાએ હસી કાઢયો અને વુરદાને તીરસ્કાર બતાવી અવગણના કરી!"

રાત્રે ઇશાની નમાઝ પછી હરમનાં નિરપરાધી પંખેરૂ રાતની ખામોશીમાં ખામોશ હતાં. ફારૂકે આઝમના ભયાનક અવાજે પહેલા પહોરની હરમે નબવીની શાંતીમાં ભંગાણ નાખ્યું.

"મુસલમાનો! આજમાઇશનો વખત અને પરીક્ષાનો અવસર છે. કયસરનો જવાબ તમે સાંભળ્યો, કીલોસની મશકરી તમે જાણી. વુરદાનની ખુમારીનો ઘંટ તમારા કાન સુધી આવ્યો. અનાદર અને અપમાન કાસદનું નહી પણ તમારૂં, તમારૂં નહિ પણ અમીરૂલ મુમેનીનનું, અમીરૂલ મુમેનીનનું નહી પણ ઇસ્લામનું થયું છે! ઉભા થાઓ અને બતાવી આપો કે સત્યની આગળ કૌવત અને ધર્મની સામે વૈભવ કે હીમત કોઇ વસ્તુ નથી. બતાવી આપો કે મુસલમાનો પોતાના પવિત્ર દીન ઉપર પોતાના જીવ કેવી રીતે કુરબાન કરે છે,"

"મરણ એ મનુષ્ય જીવનનું આવશ્યક ફળ છે, પરંતુ સત્યના માર્ગમાં થએલું મરણજ ભાગ્યશાળી, મરણ નહી પણ અનાદી જીવન છે. ઇસ્લામી દુનીયા તમારી કુરબાનીથી મગરૂર થશે અને તમારા કામોનું ચીંતવન કરશે. તમે એવાં કામો મુકી જશો કે તમારી પાછળ આવનારા મુસલમાનો તે ઉપર અભિમાન કરશે. અમને

યકીન છે અને વિશ્વાસ રાખવો જોઇએ કે શામના દેશમાં તકબી-રની ઘોષણા થશે. ખુદાએ બરતર તે ચેતવણીને પુરી કરશે અને બતાવી આપશે જે તેના વ્હાલા હબીબની પવિત્ર જીભ આપી ગઇ છે."

હઝરત ઉમર ફારૂકનું કહેવું અહીં સુધી પહોંચતાં મુસલ-માનોના ઉત્સાહમાં બેતાબીની વીજળી પેદા થઇ. એકે અવાજે તે સઘળાઓએ જવાબ આપ્યો "ઇન્શાઅલ્લાહ શામ ફતેહ કર્યા પછીજ અમે અમારા ઘર તરફ વળશું." રાતની રાતમાં આ સમાચાર દુર દુર સુધી પહોંચી ગયા. સવારની નમાઝ વખતે, મસજીદે નબવી, અને મેદાને તઇબબા મુસલમાનોથી ખીચોખીચ ભરાએલા દેખાયા પુરા ત્રણ દીવસ અને ત્રણ રાત સુધી મુસલમાનો એકત્ર થતા રહયા. ચોથા દીવસે ખલીફતુલ મુસ્લેમીનને અરજ કરવામાં આવી.

" યા અમીરૂલ મુમેનીન! આવો અને જુઓ, મેદાન હવે ભરાઇ ગયો છે. અમને અને અમારા ઘોડાઓને રહેવાની જગ્યા અને ખાવાની સગવડ મળી શકતી નથી. રાહે ખુદામાં કદમ મુકી આગળ વધવાની પરવાનગી આપો."

ખલીફા સીદ્દિક મૈદાનમાં આવ્યા. પર્વતના શીખર ઉપર ચઢી જોયું કે આખો મેદાન મનુષ્યોથી ભરાઇ ગયો છે. આકાશ તરફ હાથ ઉઠાવી શુકરાના કર્યા. અને પયગમ્બરે ખુદાએ (સ.) હીજરતનો ઇરાદ કર્યો હતો. તે શરૂઆતનો વખત યાદ કરી રડી પડયા. તેઓ મદીના શરીફ આવ્યા હતા ત્યારે ગણુત્રીના માણસો સિવાય તેમના

પક્ષમાં કોઇ હતું નહી. આજે ખુદાએ ઇસ્લામનો એટલો ફેલાવો કર્યો છે કે રસુલે અકરમ (સ૦) પછી, ખલીફાએ અવ્વલના વખતમાં, રાહે ખુદામાં માથું આપનારા મુસલમાનો અતિ મોટી સંખ્યામાં એકત્ર થયા છે. આ ચળકતાં હથીયાર, અસંખ્ય જનતા અને કેળવાએલું લશ્કર! ખરી રીતે તો ખુદાએજ પોતાના દીનની મદદ કરી છે. જે વાવટા તળે એક સમયે બે ચાર માણસોથી વધારે નહોતા દેખાતા, અત્યારે તે વાવટા ઉપર કુરબાન થનારા અસંખ્ય માણસો છે. આ વિચાર આવતાંજ ખલીફા સિદ્દીક સીજદામાં પડયા, રડયા, અને શુધ્ધ અંતઃકરણથી પ્રાર્થના કરી—

"પવિત્ર, ખુદાપાક! કુરબાન થનારાઓનું આ મોટું લશ્કર માત્ર તારા સાચ્ચા દીનનો ફેલાવો કરવા ઘરબારનો ત્યાગ કરી પરદેશ જાય છે. તારા તે પવિત્ર બંદા અને નેક મેહબુબનું સ્મરણ કરનારા તારા બંદા છે. તેમનો પવિત્ર આત્મા તારા દરબારમાં છે. દુશ્મન સખત છે, તેનું લશ્કર ઘણું બ્હોળું છે, તેનો દેશ ઘણો વિસ્તૃત છે. જીતની આશા માત્ર તારી મહોબત અને તારા રસુલ (સ૦)ના ફરમાન ઉપરજ છે. હે માબુદે હકીકી! અમારા ઇરાદામાં બરકત, અમારા બાહુમાં કૌવત અને અમારા અંતરમાં હીંમતનું સીંચન કર. અમે સફળ થઇએ અને તારા નામની આણ શામમાં ફરવીએ. શામ આ ગરીબોનું પરદેશ છે, રસ્તો જાણુતા નથી, અને પડાવની ખબર નથી, રાજ્ય પ્રપંચથી માહિતી દુર છે. તારી કુદરતથી અને તારી મહેરબાનીથી તેમની સ્થિતી ઉપર દયા કર. અમારી હાલ્તીજા સાંભળ. યા ઇલાહીલ આલમીન! મુસાફરીનાં દુઃખ તેમને

માટે જન્નત અને લડાઇની મુસીબતને રેહમત બનાવ. તેમનામાં બળ આપ, કે તે તારા રસુલનું નામ ઉજ્વળ કરી શકે અને શીર્કમાં જ્યાંની દીવાલો અટાઇ રહી છે તે તારા નામથી પ્રકાશીત થાય"

દુઆ માટે અમીરૂલ મુમેનીને હાથ ઉઠાવ્યા ત્યારે જણાયું કે તેમનો ચહેરો અને દાઢી આંસુઓમાં તરબોળ હતાં. આ સ્થિતિ જોઇ મુસલમાનોમાં અસાધારણ જુસ્સો આવ્યો અને "નસરૂમ્મિનલ્લાહે વ ફતહુન કરીબ" ના નાદે મેદાન ગરજાવ્યો. લોકો આગળ આવ્યા અને અરજ કરી—

"યા અમીરૂલ મોમેની ! દીલો બેતાબ છે. હવે કેમ વાર કરો છો. રજા આપો."

સીદ્દીકે અકબરે (રદી૦) મુસલમાનોની અરજ સાંભળી, યઝીદ બીન અબુ સુફીયાનને સરદાર બનાવી કહ્યું. "ભલે ભાઇઓ બીસ્મીલ્લાહ બોલો."

હુકમ મળતાં ઉંટો ઉપર સામગ્રી લાધવા માંડી અને ઇલ્લલ્લાહ કહી ઇસ્લામના લશ્કરે કુચ કરી

આજનો ઇસ્લામનો દેખાવ અજાયબી અને આશ્ચર્ય ભર્યો હતો. અરબસ્તાનના રણની ઉડતી ધુળ આકાશ સાથે એક થઇ રહી હતી. ઉનાળાની લુ અને ઉની હવાના ઝપાટા કયામતના મેદાનની યાદ અપાવતા હતા. આખું શરીર તાપમાં તપાઇ રહ્યું છે. દરેક માણસ માથાથી પગ સુધી પરસેવામાં તરબોળ છે. જમીન તાંબા

જેવી તપેલી અને ધુળ ઉના લોખંડ જેવી ધગધગતી હતી. જમીન-માંથી આગના ભડકા નીકળતા અને આકાશ ઉપરથી ધીકતા અંગારા વરસતા હતા. મુસલમાનોનું અનકળ લશ્કર આ કયામતના મેદાન-માંથી આનંદયુકત પંથ કાપતું હતું. અદનામાં અદના મુસલમાન ઘોડા ઉપર સવાર છે અને મુસલમાનોનો શહનશાહ, ખલીફો, અમીરૂલ મુમેનીન અબુબકર સીદ્દીક લશ્કર સાથે પેદલ ચાલે છે. લોકો આજીજી, કાલાવાલા અને કાકલુદી સાથે અરજ કરે છે કે "ઘોડા ઉપર સવાર થાઓ. પાક પયગમ્બરની જુદાઇમાં અમારાં આંસુ સુકાયાં નથી, અમારી જરૂરીયાતો હજુ પુરી થઇ નથી, તમારી તબીઅત બગડશે." ત્યારે અમીરૂલ મુમેનીનની જીભ તેમને જવાબ આપતી કે:—

"તમે મારી પરવા કરો નહી. તમે ખુદાની રાહમાં જામો છો, તેની રેહમતના હકદાર છો. હું તમારી સાથે છું અને દરેક કદમ ઉપર મને સવાબ મળે છે." એક દીવસ અને એક રાત સુધી આવીજ સ્થીતીમાં ખલીફાએ લશકર સાથે મુસાફરી કરી. બીજે દીવસે મુસલમાનોનું લશકર ખુદાને સોંપી પાછા વળ્યા.

આ એક અજબ જેવો કરૂણ દેખાવ હતો. મુસલમાનો પોતા-ના ખલીફાથી છુટા પડતા હતા અને ખલીફતુલ મુસ્લેમીન મુસલ-માનોની ફતેહ માટે દુઆ માગતા હતા. લશકરથી છુટા પડતા અમીરૂલ મુમેનીને મુસલમાનોને બોધ આપ્યો.

"જીત કે હાર, એ મારા કે તમારા કબજામાં નથી. તે

બળવાનના હાથમાં છે કે જેના પરાક્રમોમાં ન્યુનતા નથી. સંતોષી પુરૂષોની સાથે રહેવાનું તેણે વચન આપ્યું છે. મુસલમાનોનું આચરણ નુકસાન ઉપર સબુરી અને લાભ ઉપર શુકરાના કરવાનું છે. જો તમારી નીયતો સાચી, ઇરાદા મજબુત અને અંતઃકરણ શુદ્ધ હશે તો હબીબે ખુદાની આગાહી આબાદ રીતે સાચી પડશે નુકસાનથી હીંમત મુકવી અને નિષ્ફળતાથી કાયર થવું એ મુસલમાનોનું કામ નથી. ઇરાદા મજબુત અને હીમ્મત અડગ રાખજો. દરેક દશામાં ખુદાના ફઝલ ઉપર આધાર રાખજો. જો તે પોતાની દયાથી તમને દુશમન ઉપર જીત આપે, તો તાબાના માણસો ઉપર માયા બતાવજો, ન્યાય વાપરજો અને સલાહ મશવેરાથી દરેક કામ કરજો. ઘરડાં ઉપર માયા, સ્ત્રીઓ સાથે મહોબત, બાળકો ઉપર મહેરબાની, ઘાયલોની સંભાળ ફરજીઆત રીતે રાખજો. ખચ્ચીત યાદ રાખજો કે લીલાં ઝાડ અને આબાદ બગીચા બરબાદ કરશો નહિ, ઇબાદત ખાનાં સુરક્ષીત અને પ્રજા સુખમાં રહે એવી ગોઠવણ કરજો. મનુષ્યોના સંહાર કરનારાં કે ખોરાકોપયોગી જાનવરો સીવાય બધાં પશુઓને સુખી રાખજો. સહિષ્ણુતાને સાચવી, ઘરોનો નાશ કરતા નહી, દરેક દશામાં સાબીર અને શાકીર રહેજો. હ્યો જાઓ—ફી અમાનીલ્લાહ ”

તકબીરનો ઘોર ધ્વની ઉઠ્યો, ખલીફતુલ મુસ્લેમીન મદીના તૈયબા તરફ અને મુસલમાનોનું લશ્કર અલ—હક અલ-હકના પોકાર કરતું શામ તરફ આગળ વધ્યું, મુસલમાનો ફરી ફરીને પોતાના ખલીફાને જોતા હતા અને ખલીફા પણ ફરી ફરીને દીનના

માર્ગમાં કુરબાન થવા જતા મુસલમાનોને જોતા ! ! અંતે એક બીજાની નજરથી અદ્રશ્ય થયા.

## પ્રકરણ નવમું.

### કાળ રાત્રીનો કેદી.

કાળરાત્રીની ઘડીઓ અને પળો, ઠોકરો ખાઇ ખાઇને પોતાની ગતી આગળ વધારતી જાય છે. હવા ખામોશ, વૃક્ષ જડવત, અંતાકીયાનું કેદખાનું શાંત અને ચુપચાપ ઉભું હતું. હથીઆરબંધ સંત્રી આંટા ફેરા મારી પોતાની ફરજ બજાવતો હતો. અનાયાસ કોઇના પગલાંનો અવાજ તેના કાને અથડાયો, થોભ્યો અને બોલ્યો "કોણ ?" જવાબ નહી. ત્રણ અવાજ પછી ગોળી ચાલી. ગોળીનો જવાબ ગોળીએ આપ્યો. ગોળીબારના અવાજ સાથેજ, સંત્રી એક કરૂણ "હાય !" સાથે તુટી પડયો અને પરલોક પહોંચ્યો.

કેદી "ચાહે અંતકીય" માં છે. ચાહે અંતાકીયા કોઇ કુવો નથી પણ પહાડના શીખરે આવેલો એક ન્હાનો કીલ્લો છે. સીક-

ન્દરે આઝમ ( Alexander the great ) નો પ્રખ્યાત કેદી હુરમુઝદ અહીયાંજ કેદ હતો. આજે ફીલોસનો કેદી અથવા સલ-મુનીયાનો પ્રેમાત્મા અહીયાંજ કેદ છે. કાળરાત્રીના અંધકારનું ભયાનક અંધારૂં હતું. કીલ્લાના કુંગરા ઉપર કમન્દ નાંખવામાં આવી. પથર સાથે અથડાઇ અને કેદી ચેત્યો. આંખો ચોળી ચોળી જોયું પણ કંઇ દેખાયું નહી. થોડા થોડા અંતરે કમદનો અવાજ સંભળાતો. તેણે પુછ્યું "શું છે ? કેમ છે ? કોણ છે ?"

જવાબ—' દયા છે, માયા છે, છુટકારો છે."

કેદી—"અવાજના કુરબાન અને અવાજવાળા ઉપર ફીદા ! દયા માથા ઉપર અને માયાનું સ્થાન આંખોમાં પરંતુ છુટકારો અશકય."

જવાબ—"વાતો વ્યર્થ, પ્રેમનો પ્રકાશ આંધળો, કુરબાની નકામી. એ બધી વાત મુકી સાવધ થાઓ કમંદનું દોરડું પકડી તાકીદે નીચે ઉતરો.

કેદી—"એ વિચાર મિથ્યા છે, પ્રયત્ન નિરર્થક છે, ઇરાદો નારવા છે, કેમકે કમંદ સુધી પહોંચવું, પકડવું અને બહાર નીકળવું એ બધું અશકય છે. દીવાર દુર, કીલ્લો ઉંચો, કમદ પહોંચી શકે નહી અને નીકળી શકાય પણ નહી. જંગલ બયાબાનમાં અને નિર્જન સુનસાન સ્થાનમાં, આ પગ આવવા લાયક અને આ કદમ મુકાવા કાબેલ ન ગણાય. આ સુરત અને આ મુદ્રા જંગલના

કાંટામાં પડી લોહી લુહાણુ થઇ માટીમાં રગદોળાવાને પાત્ર નહોતી. મલકા હું તારી મહોબતનો ઘાયલ કેદી છું. મારા પાકેલા ફોલ્લા, ધવાએલા જીગર અને ચીરાયેલા કાળજા ઉપર વધુ પ્રહાર ન કર. આકાશપર વિદ્યુત નથી અને પૃથ્વી ઉપર પ્રકાશ નથી. જેના સ્મરણની માળા જપું છું અને જેના ખ્યાલથી જીવી રહયો છું એક વખત–બસ એક વખત—તેની મુખમુદ્રા જોઇ લઉં. જા—ઓ મલેકા –ચાલી જા–પોહરાવાળા નિર્દય અને ઝાલીમ છે. મારા સબબે તારા સાહસમાં સોસવું ન પડે."

મલેકા—"પહોરેગીર માર્યો ગયો. અને ચોકીબાનો પણ કતલ થશે. રાત થોડી છે. સવાર પાસે આવતી જાય છે કમંદનો ઉપયોગ કરો અને નીચે આવો."

કેદી—"કમંદ ઘણી દુર છે તે મારી પાસે આવી શકે તેમ નથી."

મલેકા—"ઠીક ! પોતાના શરીરનું કોઇ વસ્ત્ર–પણ નહી–પોતાની કોઇ વસ્તુ–અરે–હાં–પોતાના હાથે કોઇ પથરો નીચે નાંખ."

કેદી—"મલેકા ! એક ઈલતીજા છે ! જો કબુલ થાય તો; એક અરજ સાંભળ. એક માગણી છે તે કબુલ કર ! એ પથરાના કકડા ઘસી જરા રોશની કર અને થોડા દીવસનું જીવનદાન આપવા તારી મોહિની મુદ્રાનાં દર્શન કરાવ !"

તફાવત ઘણો, ઉંચી જગ્યા અને કાળ રાત્રીનું અંધારૂં.

મલેકા ખામોશ ઉભી હતી કે કેદીએ બે પથરા ફેંકયા અને કહયું "દયાળુ મલેકા મારી છેવટની પ્રાર્થના સાંભળ !"

થોડી વાર સુધી પાછી ભયાનક શાંતિ પથરાઇ. એકાએક આગનો ભડકો થયો. કેદી એટલું જોઈ શકયો કે તેનો પથરો કપાળમાં વાગ્યો અને તે લોહી લુહાણ હતી.

---

## પ્રકરણ દશમું.

### ખાલીદ બીન વલીદનો વિજય.

મુસલમાનોનું લશકર ઘોડા દોડાવતું ચાલ્યું જાય છે. લડાઇનો ઉત્સાહ અને ઇસ્લામના ફેલાવાની ઉમંગનો જુસ્સો વધતો જાયછે. કુચની પરવા નથી કે નથી દરકાર પડાવની; સવારનો ખ્યાલ નથી કે નથી વિચાર સાંજનો. શામની સરહદ આંખોથી હજી દુર હતી પણ સરહદના બચાવ માટે રોમન રાજ્યસત્તા તરફથી રાખવામાં આવેલું લશકર મુસલમાનોને આવતા જોઇ ચમકયું. તે સીપાહીઓએ આગળ વધતા મુસલમાનોને અટકાવવા પ્રયત્ન કરવા માંડયા. યઝીદ બીન અબુસુફીયાન મેદાનમાં આવ્યા. સાધારણ ઝપાઝપીથી

વાત આગળ વધી નહીં મુસલમાનોનો અરમાન–ઉત્સાહ મનમાંજ રહયો અને શામીઓ શરણુ થયા. લડાઇ ચાલુ રાખવી વ્યર્થ માનવામાં આવી. લડાઇ દરમીયાન કેદ પકડાએલા ૧૨૦૦ શામીઓ અને ગનીમતમાં મેળવેલો માલ યઝીદે અમીરૂલ મુમેનીન તરફ મોકલાવ્યો. કેદીઓએ યઝીદને જણાવ્યું કે કયસરે લડાઇ માટે પચીસ હજારનું જંગી લશકર મોકલ્યું છે, ત્યારે તેણે અમીરૂલ મુમેનીનને કહેવડાવ્યું કે આવા મોટા હુમલા સામે ટકી રહેવા પુરતું બળ તેની પાસે નથી. આ ખબર સાંભળી અમીરૂલ મુમેનીને મદીનામાં એક બીજુ લશકર તઈયાર કર્યું અને સઇદ બીન ખાલીદની સરદારી તળે મુસલમાનોની મદદે મોકલ્યું.–

સઇદ બીનઅનુભવી હોવાથી હઝરત ઉમર ફારૂકને આ ગોઠવણ પસંદ પડી નહીં. ઉમ્મુલ મોમેનીન આયશા સીદ્દીકાને આ બનાવની ખબર પડતાં તેઓએ પોતાના પીતા અમીરૂલ મુમેનીન સીદ્દીકે અકબરને અરજ કરી કે સઇદની જગ્યાએ લશકરની લગામ કોઇ બીજા અનુભવીને સોંપવી. સીદ્દીકે અકબરે મસજીદમાં આવી મુસલમાનોને એકઠા કર્યા. જેમાં હઝરત ઉમર પણ હતા. બધા લોકોની સમ્મતિથી સેનાપતિનું પદ ઉમર બીન આસને આપવામાં આવ્યું.

* * *

ખુદાની કુદરત જે માણસે પોતાની જીંદગીનો વિશેષ ભાગ પયગમ્બર (સ૦) સાહેબની બદગોઇમાં ગાળ્યા પછી મુસલમાન થતાં એવો વફાદાર નીવડયો કે આજે દુશ્મન સાથે લડવા જાય છે અને લશ્કરે ઇસ્લામની લગામ પોતાના હાથમાં લે

છે. ઉમર બીન આસ રવાના થયા અને રસ્તામાંજ સઇદ બીન ખાલીદને જઇ મળ્યા.

શું જોશ અને કેવો ઉત્સાહ! દરેક માણસ માત્ર પરલોકના કલ્યાણની ઇચ્છામાં મસ્ત હતો. દુનીયાને મુસલમાનોએજ બતાવી આપ્યું કે લશ્કરનો સેનાપતિ લડાઇના મેદાનમાં સાધારણ સીપાહી તરીકે લડવાની ફરજથી છુટી શકતો નથી. અમીરૂલ મુમેનીનનો હુકમ જોતાં લશ્કરની સરદારીનો અધીકાર સઇદે, ઉમરને સોંપ્યો. મુસલમાનોએ શામની સરહદમાં પગ મુકયો. રોમનોની સરખામણીમાં ઇસ્લામી સીપાહીઓની સંખ્યા નજીવી જેવી હતી. મુસલમાનોની જુદી જુદી ટુકડીઓ જુદા જુદા સરદારોના વડપણ હેઠળ મોકલ-પામાં આવેલી હોવાથી અમીરૂલ મુમેનીને નીચેનો હુકમ બધા સર-દારો ઉપર મોકલાવ્યો.

"ઉમર બીન આસે પેલેસ્ટાઇનમાં બયતુલ મુકદ્દસ તરફ જવું, અબુ ઉબયદાએ હમસમાં રહેવું, યઝીદ બીન સુફીયાને દમીશ્ક ઉપર ચઢાઇ કરવી અને શરજીલ બીન હસનાએ બયતુલ મુકદ્દસની પુર્વે જોરડાનીયા નદીનો કીનારો જાળવવો."

આ સરદારો પોતપોતાના લશ્કરના સ્વતંત્ર સેનાપતિ હતા, પરંતુ તેમને હુકમ હતો કે જરૂર પડતાં બધાએ એકત્ર થઇ જવું અને તેવા પ્રસંગે અબુ ઉબયદાએ એકત્ર લશ્કરના સેનાપતિ તરીકેનું પદ લેવું.

મુસલમાનોનું બધું લશ્કર ભાગ્યેજ ૭૦૦૦ થી વધારે હશે. જ્યારે દુશ્મનનું લશ્કર ઘણું મ્હોટું હતું. દુશ્મનના મોટા લશ્કરની ખલીફાને ખબર મળતાં તેઓ મુંઝાયા, અને ખાલીદને શામ તરફ મોકલવાનો ઇરાદો કર્યો. ખાલીદ પોતાના બાહુબળને અંગે પયગમ્બરે ખુદા (સ૦) તરફથી "સેફુલ્લાહ"નો એલકાબ મેળવી ચુકયા હતા, તેમની બહાદુરી અને શુરવીરતા ઉપર ખલીફાને સંપુર્ણ વિશ્વાસ હતો, પરંતુ અત્યારે તેઓ દક્ષિણ અરબના બળવાખોરોને સજા આપવા ગયેલા હોવાથી ખલીફાએ ખાલીદને લખ્યું—

"મુસલમાનો માટે ગંભીર અને કટોકટીનો વખત છે. ખુદા સીવાય કોઇનો મુસલમાનોને આશરો નથી; તમારે હવે ઇરાક અરબ તરફ નજર કરવાની જરૂર છે. કુફા અને હનઝા તમને સોંપવામાં આવે છે. તમારૂં કામ તાકીદે આટોપી દઇ વેળાસર ઇલા તરફ જવાનું છે."

અમીરૂલ મુમેનીનનો પત્ર મળતાં સૈયફુલ્લા વીજલીના વેગે અરબના આકાશ ઉપર ચમકયા. યલગાર કરી સવાદ અને હનઝાનો બળવો સમાવી ઇલા ઉપર તુટી પડયા. ઘણા લોકો કેદ થયા. આ કેદીઓના સંબંધમાં કોણ કળી શકતું કે તેમાં કીંમતી ઝવેરાતો પણ છે અને કોને ખબર હતી કે આ કેદીઓની ઓલાદમાં હસન બસરી જેવા વિદ્વાનો અને ઉદ્ધારકો પણ જન્મ લેશે.

શીર્ક અને કુફરનો નાશ કરતી ખાલીદની તરવાર છેક ફીરાત-

ફીરાતના કીનારા સુધી પહોંચી ફીરાતના ફળદ્રુપ પ્રદેશમાં ઇસ્લામનો વાવટો ઉભો થયો. આ વીજય અને સફળતા જોઇ ખલીફાએ અભિપ્રાય બાંધ્યો કેઃ—

"એવી કઇ માતા છે કે જે ખાલીદ જેવા સપુતોને જન્મ આપે."

ફીરાતને કીનારે પડેલા ખાલીદના લશકર સાથે ખલીફાને ખબર મળી કે શામ ગયેલા ઇસલામી લશકરની સ્થીતી સંતોષકારક નથી. કયસરે મોટા પાયા ઉપર સડાઇની ગોઠવણો કરી છે. આ જોઇ અમીરૂલ મુમેનીને ખાલીદને લખ્યું કે "બધુ લશકર મુસનાને સોંપી શામ તરફ ઉપડી જાઓ."

ખાલીદે આ પ્રદેશમાં લાભદાયક સફળતા મેળવી હતી. કીસરા ઉપર હુમલો કરવાનો તેઓએ ઠરાવ કર્યો હતો. ખલીફાનો હુકમ મળતાં ખાલીદે બધું લશકર મુસનાને સોંપ્યું અને પોતે ૧૫૦૦ સવારો સાથે શામ તરફ ઉપડી ગયા.



## પ્રકરણ અગિયારમું.

—-❦(૦)❦—-

### અપાર અજાયબી

——:(૦):——

" હું એક યુનાની ડોસી છું. મને તમારા કેદી, તમારા

કીલ્લા અને તમારા કામ ધંધા સાથે શો સંબંધ ? હુરમુઝદ અમારો પ્રતિપાળ હતો અને અમે તેને દેવતા માનતા; જે ઠેકાણે તેને ફાંસી થઇ, જે ઝાડ સાથે તેને બાંધવામાં આવ્યો, જે સ્થળ ઉપર તેણે સંસારનો ત્યાગ કર્યો, તે સઘળો વિસ્તાર અમારી પ્રાર્થનાનાં પવિત્ર મથક છે. હું હવે દુનીયામાં થોડા દીવસની મેમાન છું. હલાતું ચલાતું મારાથી નથી, ઉઠી બેસી હું શકતી નથી, મારી જીંદગીના છેલ્લા દીવસો ઇબાદતમાં વીતી જાય એજ મારી ઇચ્છા છે. અહી યાંજ એક ઝુંપડી બાંધી, તેમાંજ મારા દીવસો ગાળીશ."

સીપાહી—"અમે ચારે માણસો તને ખુશીથી પરવાનગી આપત પણ અમારો એક પોહરેગીર માર્યો ગયો અને અત્યાર સુધી ખુનીનો પતો મળ્યો નહિ. તે દીવસથી ચારે માણસોએ સાથે રહેવાનો અને કોઇને કીલ્લા પાસે નહી આવવા દેવાનો ઠરાવ કર્યો છે. તું જો પુજા કરવા માગતી હોય તો જા, પણ અહીયાં રહેવાની તારી ઇચ્છા પુરી થાય તેમ નથી."

"એક ઘરડી સ્ત્રી!' તે ડોશીએ કાકલુદી કરતાં કહ્યું "મુશકેલીથી પોતાનો હાથ ઉચો કરવા જેટલી શકિત પણ ધરાવતી નથી, તેથી શું ભય રખાય. મારી ઝડતી લઇ શકો છો, રોજીંદા બલ્કે હર વખત મને તપાસી પોતાની ખાત્રી કરી શકો છો, મરતાં સુધી હું તમને આશિર્વાદ આપતી રહીશ, તમે મારી ઓલાદ જેવા છો, મારી આજીજી કબુલ કરો અને રહેવાની રજા આપો."

પ્રથમ પોહરેગીરોમાં મતભેદ પડયો પરંતુ છેવટમાં સહમત

થયા કે આ ડોશી તરફથી ભય રાખવા જેવું કશુંએ નથી. તેણી ને પરવાનગી મળી. એક ખુણા ઉપર ઝુંપડી બાંધી ડોશી તેમાં રહેવા લાગી. રાત અને દીવસ, સવાર અને સાંજ જંગલમાં ફેરા આંટા મારતી, ફળ ફળાદિ વીણી લાવતી, વ્હેળાનું પાણી ભરતી, ઝુંપડી આગળનાં ઝાડોને સીંચતી અને જીંદગીના દીવસો ગાળતી.

પીંજરામાં પુરાયેલો સીંહની માથું કુટતો હોય—ચાહે અનતા-કીયાના કેદીની આબાદ તેવીજ સ્થીતી હતી. તે જાળીઓ સાથે અથડતો, કીલ્લાપર ચઢતો અને નીચે કુદી પડી આત્મ હત્યાનો વિચાર કરતો, પરંતુ તે પ્રમાણે વર્તી શકતો નહિ. આવીજ દશામાં ત્રણ મહીના વીતી ગયા. રહી રહીને હવે તેને પોતાના સંકટોનું ભાન થવા માંડયું. તેના પ્રતાપે એક માયાવાન અને શુદ્ધ મિત્ર ઉપર થયેલા જુલમોનું તેને ભાન થવા માંડતાં, ગાંડો બની રડવા, પોકારવા અને માથું કુટવા માંડતો અહીથી છટકવાનો કે છુટવાનો તેને કોઇ ઉપાય સુજતો નહિ.

એક રાતના છેલ્લા પહોરે કીલ્લાની નીચે ખટખટ થતે અવાજ તેણે સાંભળ્યો. અજાયબી પામ્યો, આગળ વધ્યો, ખટ-ખટનો અવાજ ચાલુ હતો, સવાલનો જબાબ નહી—ભેદની સમજણ નહી—મુંઝવણનો ખુલાસો નહી. કાન ધર્યો, જોરથી પુછ્યું, બુમ પાડી—પણ બધુ વ્યર્થ. રાતનું અંધારૂં પરોઢીયાના પ્રકાશથી બદ-લાવા માંડયું, સુરજનાં કિરણોએ આ અવાજનો અંત આણ્યો. બધુ હતું તેવુંજ બન્યું. આજનો દિવસ કેદી માટે કેવો વિત્યો તે નો

ખુદાજ જાણે કે તે પોતે; દીવારનો અકેક પત્થર, અકેક ઈંટ, આમ તેમ, આગળ પાછળ. આજુબાજુ. જોઇ, તપાસી, ખોતરી પણ બધું વ્યર્થ. સુરજ પોતાની ફરજ પુરી કરી રૂખસદ થયો. દુનિયાનો વ્યવહાર બંધ પડયો. હારેલા થાકેલા લોકો સુઇ ગયા, બધેબધ શાંતિ પંથરાઇ. રાતનો પહેલો પહોર વીત્યો, કેદી ચોકમાં પડયો હતો. તે પોતાના મન સાથે બબડયો—

"જે એક શકિત સ્થાયી છે તેજ પ્રાર્થના પાત્ર છે, તેવીજ રીતે પ્રેમ માટે તે અદ્વિતીય સુંદરતા વાળી તે એકજ પ્રતિમા. તે કેવી—મનુષ્ય તરીકેની કસોટીમાં ઉતીર્ણ નહિ પણ સંપુર્ણ, ઉપકારી પણ બીનસ્વાર્થ. સુંદર—અણજોડ, નહિ—લાજવાબ સ્ત્રી—સ્ત્રી નહી શાહઝાદી, શાહઝાદી નહિ—મેહબુબ, દુનિયા તેના પગ તળે આંખોનું બીછાણું કરવા આતુર, દુનિયા તેની સુરત ઉપર કુરબાન થવા તઇયાર, દમીશ્ક તેનું કલેમાગો, શામ તેનું ગુલામ, આ ગરીબ ઉપર આ ફકીર ઉપર, એટલી દયા. એવી માયા, સ્ત્રી નહી હુર, ઇન્સાન નહિ ફિરશ્તો!"

"તબાહ કર! હાય દુનિયા, મોત! મોત!! ઓ જીંદગી, જુલમ છે. સીતમ છે, ગજબ છે, આ કેદીના દ્વારે તે હુર અંધારી રાત્રે આવે, તે ફુલ કાંટામાં પીખાતું આવે અને મારા ઝાલીમ હાથ પથરાથી તેનું સ્વાગત કરે. આવ! આવ! ઓ મોતના દૈત્ય. આવ! તે પ્રતિમાનાં પ્રેમાળ દર્શન કરાવી, આ ઝાલીમ હાથોને નિર્જીવ બનાવ."

" તારા ઝબકે છે, હવા વહે છે, પલ્લવો સરસરે છે. દુનિયાની ગતિમાં કુદરત પોતાનું કામ કરે છે. દીવસ અને રાતના વહેવા સાથે ફણગા, કળી અને ફુલની અલટાપલટી થાય છે, એક ગતિ આવે છે અને બીજી જાય છે; છતાં મારૂં દુઃખ, મારી વ્યાકુળતા, મારી નિરાશા, મારી પરેશાની તેની તેજ. તું કુદરતનો ધણી છે, બળવાન છે, બતાવ, બતાવ ! ઓ કુદરતવાળા ! તે ચમત્કારીક પ્રતિમા !"

" ભય ! મને પહેરેગીરોનો ભય નથી, ચાર તો શું હજારનો. એક વેળા બહાર નીકળું, જોઇ લઇશ; જે આવશે, જે વીતશે મને માથે પડશે. આંધળો છું, તેના દીદારથીજ આંખોમાં નુર આવશે. બ્હેરો છુ , તેનો પ્રેમાળ સ્વર મારી ચિકિત્સા કરશે. નીકળી જાઉં, ઉડી જાઉં, પહોંચી જાઉં પણ..............."

તે ઉઠયો, ઉભો થયો, કંઇક વિચાર કર્યો, ઉપર ચઢયો, નીચે આવ્યો. કાળી કાળરાત્રી આચ્છાદિત હતી. આભાચળમાં તારાનાં ગુંછળાં એક બીજા સાથે ગુંચવાયાં હતાં. આકાશ તરફ જોયું, નિરાશ થયો, માથું ધુણાવ્યું—બોલ્યો.

" આખા દીવસના વિયોગી તારાને આકાશ પોતાના ખોળામાં લે, અટકચાળી હવા ખીલતા ફુલોનો બોસો લે, હું કમનસીબ કેદી બની કાળ કોટડીમાં માથું ફોડું........."

તે વધુ કંઇ કહેવા જતો હતો કે ખટખટના અવાજે તેને

અટકાવ્યો આ નવા તીલીસ્માતે તે કમનસીબને વધુ અજાયબીમાં નાંખ્યો. જે ભાગ તરફથી અવાજ આવતો હતો ત્યાં જઇને બેસી ગયો. પરંતુ પ્રથમનોજ દીવસ હતો તે સમજી શક્યો નહી કે તેમાં શું ભેદ હતો.

કેદીની અપાર અજાયબી અને મહેનતનો અણથક પ્રયાસ જોઇ પરોઢીઆનો પ્રકાશ ખડખડ હસી પડયો, આફતાબનો કરપીણ ડોળો ચાહે અંતાકીયા ઉપર કરડો તાપ પાડે તે અગાઉ એક પત્થર ગતિમાં આવ્યો, હાલ્યો, ઉપડયો, ઉચકાયો અને ઉભો થયો. પત્થરમાં ચોંટેલી પ્રતીમા—ડોશીના લીબાસમાં સલમુનીયા-દેખાઇ ! કેદી આગળ આવ્યો, સુરત જોઇ, નમ્યો અને બોલ્યો—

" અશક્યને શક્ય, મુશ્કીલને આસાન, સાંજને સવાર, શ્યામને સફેદ કરનાર શક્તિ, પરવાનગી આપ ! તારા હાથો ઉપર નીસાર અને કદો ઉપર કુરબાન થાઉં. વિચાર વમળમાં અને બુદ્ધિ હેરાનીમાં દંગ છે કે જ્યાં કાગળનો કકડો, દોરડાનો ટુકડો, કે કબુતરનું પીછું ન આવી શકે, ત્યાં એક પુરી વ્યક્તિ, એક સાહસિક બાનુ, મહેલોમાં વસનારી, પુષ્પ શય્યાપર પોઢનારી, કયાંથી અને કેવી રીતે આવી ! અજાયબી ! અજાયબી ! !

" આ પુરી સુરંગ છે." સલમુનીયાએ કહયું " કીલ્લાની બહારથી અહીંયાં સુધી આવી છે. આ વસ્ત્ર લ્યો અને રાત્રે અહીથી નીકળી જાઓ."

"શાહઝાદી" કેદી બોલ્યો "તે કેમ બને. હું તને અહીં મુકી ચાલ્યો જાઉં, એ કેમ બને. નહી ! કદી નહી !"

"હઠ ન કર" શાહજાદી સલમુનીયાએ સમજાવ્યું "સંજોગો એવાજ છે અને સમયની આવશ્યકતા એમજ કરવાનુ કહે છે. તકરાર વ્યર્થ છે. હું જાઉ છું અને મારી ઝુંપડીમાં બેસું છું. આફતાબ અસ્ત થયા પછી હું આવીશ."

"શાહજાદી" કેદીએ કહયું. "હું શું કહું. વખત બધું બતાવી રહયો છે. આ રૂપે રોશન ધુળમાં અટાએલું અને આ હાથ જખમોથી વીંધાએલા !"

માલેકા કદી ઝુપડીમાં અને કદી કીલ્લામાં–આવી રીતે દીવસ પુરો થયો. સંધ્યા થવા આવી. સલમુનીયાએ કેદીને કહયું—

"આફતાબ અસ્ત થવા માંડયો છે. તમે વસ્ત્ર બદલી નાખો અને રહેજ અંધારૂં થતાં છાનામાના કીલ્લામાંથી નીકલી ચાલ્યા જાઓ."

"શાહઝાદી" કેદી ગળગળીત સાદે બોલ્યો. "તમારા હુકમ સામે મને કંઈ કેહવા પણું નથી."

"મારી પાસે હથીયાર પુરતાં છે." સલમુનીયાએ ખંજર આપતાં કહયું "બીકટ સમયે તમે પોતાનો બચાવ કરી શકશો."

કેદીએ હથીયાર બાંધ્યાં, પોશાક બદલ્યો અને શાહજાદીના કહેવા પ્રમાણે ડોશી બની આગળ ચાલ્યો. અડધી રાતના વખતે શાહજાદી બહાર આવી. તેણી દરવાજા સુધી પહોંચે તે અગાઉ પહેરાવાળાએ અવાજ કર્યો. "કોણ ?"

સલમુનીયાએ જવાબના બદલામાં આગળ વધી ખંજરનો વાર કર્યો. પહેરેગીરે ખંજર પકડી લીધું. બીજી તરફથી ખંજર ચાલ્યું અને પહેરેગીર ચુપચાપ પરલોક પહોંચ્યો.

——o——

## પ્રકરણ બારમું.

—:(o):—

### અજાયબી ! અજાયબી !! આફત ! આફત !!

——(o)——

"આજે પુરા પંદર દીવસ થઇ ગયા છે. શ્રામ આખું શોધાવ્યા છતાં શાહઝાદી સલમુનીવાનો પત્તો મળતો નથી. મારી સમજમાં નથી આવતું કે હવે શું કરવું. કોણ જાણે આકાશ ઉઠાવી ગયો કે પૃથ્વી ગળી ગઇ. સીપાહીઓ શોધીને હારી ગયા, જાસુસો ફરી ફરીને થાકી ગયા. ખુણે ખુણો શોધ્યો અને રજે રજ તપાસી, પરંતુ કશો પતો મળતો નથી." કીલોસ ઉદાસ દશામાં બેઠો હતો.

"મારી આંખોમાં બધું અંધારૂં છે" ફલોરા ધ્રીકરમાં બોલી "ખાવું પીવું ભાવતું નથી, ભુખ, તરસ અને ઉંઘ ઉડી ગયાં છે. પંદર દીવસ પછી આજે પોશાક બદલી છે. આટલા દીવસ વીતી ગયા, હેરાન અને પરેશાન છું. શું કરવું એ સુઝતું નથી. ઝાલીમ વુરદાનનું આ કામ હોય? તેની માગણી એટલી ખરાબ લાગી કે તેણીએ દેશ અને જીંદગીને લાત મારી!"

ગમગીન ફીલોસ ધીમેથી બોલ્યો "ચોમેરથી મારી મુંઝવણમાં વધારો થતો જાય છે. લશકર જો કે થોડું નથી છતાં દેશમાં આવેલા દુશમન સાથે લડવાનું છે. દુશમનો પણ દયાળુ અને સભ્ય નહી પણ નિર્દય અને જંગલી. એક મન ઉપર કેટલા સંકટોની જાળ."

ફલોરાએ તીવ્ર ધ્યાનતાં કહયું-"તમારૂં રાજ્ય અત્યારે પાયમાલ થાય, દુશમન આજે શામપર કબજો કરે, મને તમારા રાજ્યની, તમારા દેશની કે તમારી કોમની જરાએ દરકાર નથી, મારૂં બાળક કોઇ પણ રીતે મને મળે, હું યુનાન ચાલી જાઉં અને આખી ઉમર સુધી પછી તો શામનું નામ પણ લઉં નહી.

ફીલોસ—"સલમુનીયાના વિયોગની અસર મારા ઉપર તમારા કરતાં કોઈ પણ રીતે ઓછી નથી થઇ. તમારૂં હેત માત્ર પાળવાનું છે, પરંતુ મારૂં તો કલેજાનું રતન છે. તમારૂં દુઃખ હાથના જખમ જેવું છે પરંતુ મારૂં કાળજાું ચીરાઇ ગયું છે. આ જીવલેણ ઘા

ઉપર મીઠું ભભરાવો નહીં. શામ ઉપર દુશમનનો કબજો સ્હેલ નથી. મારી જીંદગીમાં દમીશ્ક ઉપર ડોળો નાખવાની કોઇની શક્તિ નથી "

આટલું બોલ્યા પછી બન્ને પતિ પત્નિ ખામોશ થયાં. વસંત ૠતુ હતી પણ ફીલોસનો શાહી મહેલ ધુળમાં અટાયેલો હતો. ફુલ ખીલેલાં હતાં પણ તે તરફ ઉદાસીનતા હતી. પક્ષિઓ કલ્લોલ કરતાં પણ દર્દભર્યો કરૂણ નાદ નીકળતો. જે સડક ઉપર સાંજરે ચાલવાની જગ્યા નહોતી મળતી તે માર્ગ આજે વેરાન—નિર્જન હતો. જે મહેલમાંથી હર વખત રાગ રંગ અને વાજાં ગાજાંના મનહર નાદ સંભળાતા ત્યાં આજે રડારોળ અને કુળાપીટનો કરૂણ ધ્વની હતો.

ફીલોસ ઉઠયો, હર્યો, ફર્યો અને પાછો ખુરશી ઉપર આવી બેઠો. તે કોઇ ઉંડા વીચારમાં હતો. ચોપદાર આવ્યો અને બોલ્યો.

" અંતાકીયાનો કેદી ન્હાસી ગયો. બીજો પોહરેગીર પણ માર્યો ગયો. "

ક્રોધથી ફીલોસ તમતમી ઉઠયો. તેનો ચ્હેરો રાતો અંગારા જેવો બન્યો. ટેબલ ઉપર હાથ અફાળતાં અને જમીન ઉપર ઠોકર મારતાં, દાંત કચકચાવતો ઉઠયો. તેણે ગુસ્સામાં કહયું—

" ગજબ થયો, સીતમ થયો, વિચાર હતો કે આજે તેની તપાસ કરીશ. અત્યાર સુધી જણાયું નથી કે કોણ હતો? તે યુનાની હતો કે મુસલમાન, અપરાધી હતો કે નિરપરાધી, જાસુસ હતો કે

પ્રજાજન, એક માણુસ ચાર માણુસોને શાપ આપી ગયો. અજા-યબી! અજાયબી!! ચમત્કાર! ચમત્કાર!! કયસરને ખબર પહોંચી ગઇ છે. મુસીબત! મુસીબત!! આફત! આફત!! ઘોડો હાજર કરો."

## પ્રકરણ તેરમું.

—:(o):—

### બસરાનું ભયાનક યુદ્ધ.

શામની સરહદ ઉપર મુસલમાનોએ પ્રથમ બસરા સર કરવાનું હતું. બાર હજાર રોમનો હર વખત અહીયાં લડવા અને મરવા માટે તઇયાર રહેતા હતા. શામની ભાષામાં બસરાનો અર્થ નિર્ભય બુરજનો થાય છે. મુસલમાનોએ આગળ વધવાનો વિચાર કરતાં રોહાનેસ નામનો બસરાનો હાકેમ મજબુત લશ્કર લઇ આડો પડયો. રાત્રે વેશ બદલી તે મુસલમાનોના લશ્કરમાં આવ્યો. ઇશાની નમાઝ પઢી મુસલમાનોએ અલ્લાહો અકબરનો ગગન ભેદી નારો માર્યો. પવિત્ર પ્રાર્થનાથી સઘળા પરવાર્યા પછી અબુ ઉબયદાએ કહયું—

"સત્ય અને જુઠ, ધર્મ અને અધર્મ, ઇસ્લામ અને કુફર

તથા શીરક અને તોહીદનો છેવટનો ફડચો કરનારો વખત આવ્યો છે. આજની દુનિયા જોઇ લે અને આવતી દુનિયા સાંભળી લે કે ખુદાના નેક બંદા સત્યનો ફેલાવો કરવા પોતાના જીવ કેવી રીતે કુરબાન કરે છે. તોહીદનું સામ્રાજ્ય અવિચળ અને યકીની છે. અહો ભાગ્ય તેમનાંજ કે જેમની નાપાયેદાર જીંદગી આ પવિત્ર કામના ઉપયોગમાં આવે. મરવું અવશ્ય છે, પરંતુ તમારૂં મરણ તે મરણ છે કે જે ઉપર હજારો જીંદગાની અને તમારાં મુરદાં તે મુરદાં છે કે જેમની ઉપર લાખો જીંદગાનીઓ કુરબાન છે. તમે તેજ છો કે પોતાનું લોહી રેડી ખુદાનું નામ બુલંદ કર્યું છે જ્યાં અખંડ શીરક અને મુર્તીઓની પુજા થતી હતી ત્યાં વહદહુ લા શરીકની પાંચે વખતની પ્રાર્થના સ્થાપન કરનારા તમેજ છો. ઇસ્લામની ભુમીકા બાળકોની રમત નથી. મુસલમાનોએ કાળજાના કકડા કરી પોતાનું લોહી સીંચી પૃથ્વીને તૃપ્ત કરી છે પોતાના વ્હાલા ભાઇઓને ગોરમાં સુવાડી તોહીદનો ડંકો વગાડયો છે"

"તે વખત ભુલી ગયા! ચોમેરથી કુરેશે ઇસ્લામ સાથે દુશ્મનાવટ બાંધી! બત્રીસ દાંતોની દુશ્મનાવટ વાળી જીભ પ્રમાણે એક માણસ કલમયે હકની મુનાદી કરતો હતો! કયું દુઃખ હશે જે ન સહયું હોય? કઇ મુસીબત છે જે ન વેઠી હોય! પરંતુ અમારી અને અમારા માબાપની જીંદગીઓ તે પવિત્ર હબીબ ઉપર કુરબાન થઇઓ, શરીર ઘવાયું, માથામાંથી લોહીના ફુવારા છુટયા, ગળામાં કાંટા પરયા, છતાં દ્રઢતામાં ડગ્યા નહિ. ભાગ્યશાળી અને ખુશનસીબ

ખુદાના તે બંદા હતા જે હાદીએ બરહકના પક્ષમાં કુરબાન થયા. તેમના પવિત્ર આત્મા આજે જન્નતુલ ફીરદોસમાં આરામ કરે છે. તમે તેજ રસુલ (સ૦) ની ઉમ્મત અને તેજ શહીદોની ઓલાદ છો. તમારે બસરામાં બતાવી આપવાનું છે કે મુસલમાનો ઇસ્લામની લાજ રાખવા કેવી કુરબાનીઓ આપે છે”

અબુ ઉબયદાના ખુતબાએ સંપુર્ણ અસર કરી. મુસલમાનોમાં અજબ પ્રકારનો જુસ્સો પ્રગટયો. તેમનું જો ચાલતું હોય તો સવારને બાજુએ મુકી તેઓ અત્યારેજ બસરા ઉપર તુટી પડે. રોહાનેસે ખુતબો સાંભળ્યો અને મુસલમાનોનો ઉત્સાહ જોયો તે ગભરાયો, ભયથી કંપ્યો, તેણે પોતાના લશ્કરમાં આવી કહયું કે મુસલમાનો સાથે લડાઇ કરવી સ્હેલ નથી. પરિણામે આપણી અવશ્ય હાર થશે. જેમ બને તેમ સુલેહ કરી લેવામાં આપણું હીત છે.

બસરાની પ્રજા અને લશ્કરે રોહાનેસને ઠપકો આપ્યો અને જીવમાં જીવ હોય ત્યાં સુધી સ્વદેશ, જન્મભુમી અને શામની રક્ષા માટે કુરબાન થવાની દ્રઢતા બતવી. અંતે રોહાનેસે લડાઇ કરવાનો નિશ્ચય કર્યો.

સેનાપતી અબુ ઉબયદાનો હુકમ મળતાં દશ હજાર અરબોના મોટા લશકર સાથે શરજીલ બીન હસના આગળ વધ્યા. મુસલમાનોમાં જોશ અને શુજાઅતની ખોટ નહોતી છતાં રૈમનો પણ નબળા હતા નહી. ફતેહના ઘોર ધ્વની સાથે રોમન લશકર શહેર-

માંથી નીકળવા માંડયું. બહોર દીવસ ચઢતા પહેલાં પંદર હજાર રોમનો મેદાનમાં આવ્યા. શરજીલે દીલ ઉશકેરનારા ખુતબા પછી હુમલો કર્યો. અંધાધુંધ અરબો તુટી પડયા અને પહાડ સામે હોય તો તેના પણ ચુરે ચુરા કરી નાંખે છતાં રોમનો ડગ્યા નહી. અંધારૂં થતાં સુધી લડાઇ ચાલુ રહી રાત થતાં લડાઇ મુલતવી રહી બીજી સવારે લશકરોની સફો સમારવામાં આવી અરબોને હુમલામાં બસરાનો કબજો લેવાની ખાત્રી હતી. પરંતુ પહેલા દીવસની લડાઇ પછી અરબો સમજયા કે બસરાનો કબજો સહેલો નથી.

બીજા દીવસની લડાઇ શરૂ થઇ. એક સફ પણ આગળ કે પાછળ થઇ નહી. લોહીની નીકો વહયા છતાં કોઇ લશકર જુંબીશ ખાતું નહી. બપોર થતાં મુસલમાનોએ જોયું કે કીલ્લામાંથી અસંખ્ય સવારો નીકળ્યા અને તેઓએ અરબોની છાવણીને ચોમેરથી ઘેરી લીધી. મુસલમાન સરદારોમાં કંઇક નિરાશા જણાઇ શરજીલે પોતાનું લશકર પાછળ લેવા વિચાર કર્યો પણ તેણે જોયું કે પાછળ ખસવાનો વખત નથી. મુસલમાનોને લડયા વગર અને મર્યા વગર છુટકો હતો નહી. આ કટોકટીના વખતે એક નવા લશકરે દેખાવ દીધો. મુસલમાનોપર આ નવા લશ્કરની ખરાબ છાપ પડી. તેઓએ માની લીધું કે આ લડાઇમાં એક પણ દીનદાર જીવતો બચવાની આશા નથી. રોમનો સમજયા કે શામનું નવું લશકર તેમની કુમકે આવ્યું છે. રોમનો ખુશ હતા અને પોતાની જીતનો તેમનો પુરો વિશ્વાસ થયો.

બન્ને લશ્કરોની જીવલેણુ અજાયબી વચ્ચે "અલ્લાહો અક-બર"ની તકબીરે ચુકાદો આપ્યો. અમીરૂલ મુમેનીનની આજ્ઞાથી ખાલીદ બીન વલીદ મુસલમાનોની મદદે આવ્યા હતા. પાસે આવતાં ખાલીદે મુસલમાનોને કઢંગી દશામાં જોઇ એકદમ ચાહોમ હુમલો કર્યો, રોમનોની હીમત તુટવા લાગી અને મુસલમાનોમાં નવચેતનનો સંચાર થયો. રોમનોને પળવારમાં પાછા ખસવું પડ્યું. મુસલમાનોને પોતાની જીતનો વિશ્વાસ થયો. સાંજ થવા આવી હતી. ખાલીદે, રોમનોના આવા મોટા લશ્કર સામે મુસલમાનોને ઉભા કરવા માટે શરજીલને ઠપકો આપ્યો. પરંતુ તેણે સેનાપતી અબુ ઉબયદાના હુકમને શરણુ થવાની પોતાની ફરજ બતાવી.

અંધારૂં થતાં લડાઇ બંધ રહી. બે દીવસની લાગટ લડાઇથી થાકેલા સીપાહીઓ નમાઝ પઢી સુઇ ગયા. રાત્રે હુમલો કરવાના દુશ્મન તરફના ભયથી ખલીદ ઘોડા ઉપર સ્વાર થઇ ચોમેર પોહોગો ભરવા માંડયો. પરોઢીયું થતાં લશકરને બેદાર કર્યું, અઝાન દીધી, નમાઝ પઢાવી અને સુરજ નીકળતાં મેદાનમાં જમાવ થયો. પ્રથમ દીવસના રોમનોના પરાક્રમથી રોહાનેસને જીતની આશા બંધાઇ હતી, પરંતુ બીજા દીવસે ખાલીદનાં પરાક્રમ જોઇ તે પાછો નિરાશ થયો.

આજે લડાઇનો ત્રીજો દીવસ છે. રોમનોના જોર જુલમથી નિરાશ રોહાનેસ પોતાના લશ્કર સાથે મેદાનમાં આવ્યો. તેણે બન્ને લશ્કરોની વચ્ચે આવી કહ્યું. 'આજે એક બીજાએ પોતાનું બળ

બતાવવાનો દીવસ છે. એકેક પહેલવાને વ્યક્તિગત યુદ્ધ કરવું. હું સરદાર છું મુસલમાનોના સરદારે મારી સાથે લડી છેવટનો ફેસલો કરવો."

રોહાનેસના શબ્દો સાંભળી ખાલીદ બીન વલીદ મેદાનમાં આવ્યા અને હુમલો કરવા જણાવ્યું. રોહાનેસે હુમલો નહી કરતાં ખાલીદની પાસે આવી ધીમેથી કહયું—

"હું તો પ્રથમથીજ મુસલમાન થયેલો છું. મને તમારામાં પનાહ આપો અને ભાઇ ગણો. હું લડવા માટે નહી પણ અરજ કરવા માટે આવ્યો છું. લોકોને ખંડણી ભરવા અને ઇસ્લામ કબુલ કરવા સમજાવું એટલો અવકાશ આપો."

ખાલીદે પોતાના અનુભવોને આધારે જણાવ્યું. "અમારી સાથે મળી જવાની તમારા માણસોને શંકા ન થાય તે માટે હલકા હલકા જખમ લગાવી દ્યો."

રોહાનેસ તેમ કરવા રાજી થયો અને ખાલીદે ઉંધા ખંજરથી તેના હાથ ઉપર જખમ કર્યા.

રોહાનેસ આખડીઓ ખાતો પોતાના લશ્કરમાં પહોંચ્યો. તેણે રોમનોને સંબોધતાં કહયું. "ખાલીદ મનુષ્ય નથી કોઇ દૈવી શક્તિ છે આપણામાં તેની સાથે લડવાની તાકાત કે કૌવત નથી. સુલેહ કરી તેના લોખંડી પંજામાંથી છુટકારો મેળવો."

રોહાનેસે ઘણું સમજાવ્યું પરંતુ બસરાવાળા પોતાની જન્મ ભુમીની રક્ષા માટે કપાઇ મરવાના સોગન લઇ બેઠા હતા, લોકોએ તેને સખત ઠપકો આપ્યો એટલુંજ નહિ પણ બેડીઓ નાંખી મહેલમાં કેદ કર્યો. કયસરના લશ્કરના સેનાપતિને પોતાનો સરદાર બનાવી લડાઇ માટે મેદાનમાં આવ્યા.

આ રોમન સેનાપતી કોન્સ્ટાન્ટીનોપલનો એક પ્રખ્યાત યોધ્ધો હતો. તેણે પોતાની રૂઢી અનુસાર સફો સમારી આગળ આવી કહ્યું—

"મુસલમાનોમાં કોઇ એવો છે કે રોમન બહાદુરના બળની પરીક્ષા કરવા મેદાનમાં આવે."

ખલીફતુલ મુમેનીનના પુત્ર અબ્દુલ રહેમાન લશ્કરની સાથે હતા. આ ઉપરથી જોઇ શકાશે કે મુસલમાનો સ્વાર્થથી કેટલા દુર હતા. ઇસ્લામ ઉપર કેવી કીંમતી જાનો કુરબાન કરી દીનની લાજ રાખતા હતા. અબ્દુલ રહેમાન રોમન પહેલવાનની માગણીનો જવાબ આપવા અધીરા બન્યા. મેદાનમાં જવાની પરવાનગી મેળવવા ખાલીદને અરજ કરી. રજા મળતાં અબ્દુલ રહેમાન મેદાનમાં આવ્યા. તેમને જોઇ રોમન સરદાર હસ્યો અને કહ્યું—

"શું મુસલમાનોના લશ્કરનો આધાર તમારા જેવા છોકરાઓ ઉપર છે! જેમના દુધના દાંત પણ હજુ પડયા નથી!" અબ્દુલ રહેમાને ખબરદાર કરી વાર કર્યો, પહેલવાને બરડો વાળ્યો વાર ખાલી ગયો. પહેલવાને પુરતા બળ સાથે વળતો હુમલો કર્યો અને

અબ્દુલ રહેમાન તરફથી સમય સુચક્તા વાપરી કાવો દેવામાં આવ્યો નહોત તો સવાર સાથે ઘોડાના પણ બે ટુકડા થઇ ગયા હોત. રોમન સરદાર આ અરબ છોકરાની સ્ફુર્તી જોઇ દંગ બન્યો, તે વિચારમાં હતો કે ઉપરથી વાર થયો તે સ્હેજ બચ્યો પણ અચકતો ધા થયો. રોમન એ છોકરાનું બળ જોઇ ગભરાયો, હીમ્મત તુટવા લાગી, ઉત્સાહ ઉડવા લાગ્યો અને બીજો વાર થાય તે અગાઉ ઘોડાને એડ મારી પોતાના લશ્કર તરફ નાઠો. અબ્દુલ રહેમાને ઘોડો પાછળ નાંખ્યો, પુંઠ પકડી, તે લશ્કરમાં ભરાયો અને અબ્દુલ રહેમાન તરવારની વીજળી ચલાવતા દુશ્મનોમાં પેસી ગયા. આ સ્થિતિ જોઇ ખાલીદ ગભરાયા, અબદુલ રહેમાનની જીંદગી માટે તેમને ભારે ભય વ્યાપ્યો. એક મુસલમાન બાળક હજારો દુશ્મનોના હાથમાંથી સલામત આવે તે માટે તેમને શંકા થઇ, એકદમ એકત્ર લશ્કરે હુમલો કરવાનો ખાલીદે હુકમ આપ્યો.

બે કલાક સુધી ભયંકર લડાઇ ચાલી, હજારો લાશો જમીન પર પડી. રોમનો પાછળ હઠયા અને મુસલમાનો આગળ વધ્યા, છતાં અબ્દુલરહેમાન મળ્યા નહી. ખાલીદે મુસલમાનોને વધુ જોશ આપવા માંડયો અને લલકારી કહેવા માંડયું :

"બહાદુર બંધુઓ! આજમાઇશ અને પરીક્ષાનો વખત છે. આગળ વધો, પાછળ જવાનો ખ્યાલ કરો નહી. બહિશ્તના દરવાજા તમારી આગળ છે. પીરદોસમાનો પાક્ત આત્મા તમને આવકાર આપવા સામે ઉભા છે. તમે તોહીદના ઝંડા તળે છો, જે પવિત્રાત્મા ઉપર કુરબાન થાઓ છો, વધો! આગળ વધો!!"

ખાલીદ છેલ્લો શબ્દ પુરો કરતાં અગાઉ ઘોડો દબાવી આગળ આવ્યા. મુસલમાનોએ અલ્લાહો અકબરની તકબીરથી મેદાન ગજાવ્યું કદમ કદમ મુસલમાનો આગળ વધ્યા. બખ્તરવાળા મુસલમાનોની વીરતા અને જુસ્સો જોઇ અજાયબી પામ્યા, ખોફ ખાધો અને ભયનો અસર ફેલાયો કીલ્લામાંથી રડાપીટના અવાજો સંભળાયા, દેવળોમાં ઘંટ વાગવા માંડયા અને જોશભેર ઇબાદતગાહોમાં પ્રાર્થના થવા માંડી. મુસલમાનો કીલ્લા સુધી પહોંચી ગયા પ્રજાની આંખો ચોધાર આંસુ સેરવતી અને મુસલમાનો આગળ કરૂણ સ્વરે દયાની યાચના કરતી. ખાલીદે આગળ વધી કીલ્લા પાસે આવી પોકારીને કહયું—

"પ્રજાએ નિર્ભય રહેવું, ઇસ્લામમાં જુલમ નથી."

છેલ્લા શબ્દોએ રોમનોનો પરાજય કર્યો, કીલ્લાની રડાકુટ ઓછી થઇ અને રોમન લશ્કરમાં ભંગાણ પડયું. પડતાં આખડતાં દુશ્મનોએ કીલ્લામાં ભરાઇ દરવાજા બંધ કરી લીધા.

સંધ્યા થઇ હતી, રાતનું અંધારૂં ચાલ્યું આવતું હોવાથી મુસલમાનો વધુ કંઇ કરી શકયા નહી. કીલ્લાની પાસેજ અબદુલ રહેમાને પોતાની રાવટી ઠોકી અને આખી રાત છાવણીની રક્ષા કરતા રહયા. કીલ્લાની અંદરથી રાત્રે સંભળાતા રડવાના ભયાનક અને કરૂણ સ્વરો તરફ મુસલમાન પહેરેગીરોને દયા આવતી અને વચ્ચે વચ્ચે પ્રજાને અભયદાન મળવાની ખાત્રી આપવામાં આવતી.

પરોઢીયું થતાં અબ્દુલ રહેમાને એક સફેદપોશને આવતો

જોયો, તરવાર ખેંચી હુશીયાર થયા અને પુછ્યું "કોણ?" સફેદ પોશ તરફથી જવાબને બદલે હાથ ઉંચો કરી છાના રહેવાની ઇશારત કરવામાં આવી, તે સફેદ આકૃતિ પાસે આવતાં આસ્તેથી બોલી–

"મારૂં નામ રોહાનેસ છે અને હું તમારા સરદાર ખાલીદને મળવા માગું છું."

અબદુલ રહેમાને સાવચેતીથી જોયું કે તેની પાછળ કોઇ નથી અને તે દગો કરે તો તેનું વળે તેમ નથી. ખાત્રી થતાં તેઓ પોતાના આશ્રયમાં ખાલીદના ડેરા સુધી લઇ ગયા.

રોહાનેસ હઝરત ખાલીદ પાસે આવી રડી પડયો. તેણે કહયું–

"બસરાવાળાઓએ મારા ઉપર ઘણો જુલમ કર્યો છે. મને માર મારી જખમી કરી એક ઘરમાં કેદ કર્યો. મહામેનતે સુરંગને રસ્તે બહાર આવી હું અહીં સુધી પહોંચ્યો છું. તમારા માણસોને મારી સાથે મોકલો. હું બતાવું તે રસ્તેથી શહેરમાં દાખલ થઇ કુબજો કરે."

જાહેરમાં દુશમનની આ માગણી ઘણી ગંભીર હતી છતાં ખાલીદે તે કબુલ કીધી. આ કામ અબદુલ રહેમાનને સોંપવામાં આવ્યું. સો સીપાહીયોની ટુકડી સાથે અબદુલ રહેમાન તે ગુપ્ત વાટે શહેરમાં દાખલ થયા. મામલો ઘણો બારીક હતો, કટોકટીનો ભયાનક સમય હતો. અબદુલ રહેમાન અને તેમના માણસો ગંભીર

જોખમ ભર્યું સાહસ ખેડતા હતા. પરંતુ શુદ્ધ ભાવના હતી, સ્વાર્થનો અંશ માત્ર પણ હતો નહી, નીર્ભય પણે સો સીપાહીયોને ચાર ટુકડીયોમાં વ્હેંચી એક ટુકડી પોતાની સાથે રાખી બીજાઓને કહ્યું કે "અલ્લાહો અકબરનો અવાજ સાંભળતાં એકદમ કુદી પડજો. '

પોતાની ટુકડી સાથે અબદુલ્ર રહેમાન રોહાનેસને લઇ રોમન સેનાપતીના ગઢ તરફ ગયા. રોહાનેસે અવાજ આપી દરવાજો ઉઘડાવ્યો. મુસલમાનો એકદમ અંદર પેસી ગયા. રોમન સેનાપતી અબ્દુલ રહેમાનને જોઈ નાઠો પણ અબદુલ રહેમાનની તરવારના પહેલાજ વારમાં ધડથી માથુ અલગ જઇ પડયું. અબદુલ રહેમાનની ટુકડીએ અલ્લાહો અકબરનો અવાજ કર્યો. ત્રણે ટુકડીઓએ અવાજ સાંભળી એક અવાજે તકબીરનો નારો માર્યો અને શહેરનો દરવાજો ખુલ્લો મુકયો. દરવાજો ઉઘડતાં મુસલમાનોનું લશકર શહેરમાં દાખલ થયું. રોમનોએ બચાવ માટે ઝનુંની હુમલો કર્યો. મુસલમાનો ઉશ્કેરાઈ ગયા અને જે મળે તેને મારવા લાગ્યા. ખલીદને ખબર પડતાં મુસલમાનોને ઠપકો આપી પ્રજા ઉપર કોઇ જાતની સખતાઇ નહી કરવાની સખત તાકીદ આપી. હવે સવાર થવા આવી હતી, મુસલમાનોએ નમાઝની બંદગી પુરી કરી. બસરાના સરદારો એકઠા થયા અને રોહાનેસની વર્તણુંક માટે તેને ઠપકો આપવા લાગ્યા. રેહાનેસે કહયું, તે તમારી કરણીનાં ફળ હતાં. હવે રાત પુરી થઇ વાણું વાયું છે. હું તમારી રૂબરૂ તમારી સાક્ષીમાં જણાવુ છું કે સલીબ પર ચઢાવવામાં આવેલા ખુદાની

ખુદાઈની હું ના પાડું છું. તે પુજાને લાયક હોય એવું કશું એ હું માનતો નથી, બંદગીને લાયક માત્ર એક ખુદા છે. તે વહદહુલા શરીક છે " હું મુસલમાનોને મારા ભાઈ ગણું છું અને અરબમાં રહી તોહીદનો અવાજ કાઢનારને રસુલે બરહક માનું છું." આગળ બોલતાં રોહાનેસ કલમએ તઈયબા પછી મુસલમાન થયો.

રોહાનેસ હવે ખાલીદના કદમોમાં હતો અને અમીરલ મુમેનીનની ઝીયારત કરવાની તેની ઇચ્છા હતી. ખાલીદે તેની સેવાની કદર કરી, ગનીમતના માલનો તેને સંરક્ષક બનાવી પોતે દમીશક તરફ જવા આગળ વધ્યા.

---

## પ્રકરણ ચોદમું.

### શામ સ્વર્ગની અપ્સરા.

---

મુધ્ધ્ય સમુદ્ર અને પીરાત નદીની વચ્ચે આવેલી દુનીયાની બહીશ્તસ્વરૂપી પૃથ્વીના મનહર સ્થળમાં અને ખુશનુમા કુંજમાં આવેલી ફુલવાડીમાં વ્હેતી નહેરને કીનારે પાણીમાં પગ લંબાવી

શાહઝાદી સલમુનીયા બેઠી હતી. તેનો પોશાક સાધારણ હતો. પગમાં કાંટા વાગવાથી લોહી વહેતું હતું. મુખાકૃતિ દુઃખ, નિરાશા અને ચીંતાની ગવાહી આપતી હતી. પાણી તરફ જોતી, આકાશ તરફ નજર નાંખતી, નિશ્વાસ ફેંકતી તેણી ઉભી થઇ ફરવા લાગી. અફસોસકારક અંતઃકરણ પોતાના વિચારોને ઠપકો આપતું, પ્રેમ તરફ તિરસ્કાર બતવવાની ગુંચવણનો હૃદયદ્રાવક બનાવ. તેના મ્હોડામાંથીશબ્દ નીકળ્યો નહી. તેણી પોતાના અંતરાત્માને ઠપકો આપતી બેઠી હતી.

પાછળથી અવાજ આવ્યો "અંતે આ કોણ છે."

તેણીએ સાવચેત થઇ પાછળ જોયું. તેને બે સવારો દેખાયા. એકને બાંધા ઘોડા ઉપર નાંખવામાં આવ્યો હતો. અને બીજો સાથે અટકચાળા કરતો હતો. તેણી સશસ્ત્ર હતી. આગળ વધીને બોલી—

"તમે અહીયાં કેમ આવ્યા. આવવાનું પ્રયોજન ?"

આ અવાજે બન્ને ઉપર વીજળીની અસર કરી. બન્નેની જુદી જુદી દશા સાવ જણાઇ આવતી હતી. આ બન્ને સવારો, વુરદાન અને ફલોરા હતા. વુરદાન આનંદથી ઉછળી પડયો, તેણે ફલોરાને સંબોધી કહયું.

'તારા જેવી નાપાક કુલટા સ્ત્રી, જેણે કલીયોપેત્રાની શોક બની અમારૂં તન બદન બાળી નાંખ્યુ હોય, તેના ઉપર કદિએ દયાવાન થવું જોઇએ નહી. મારો મજબુત નિશ્ચય હતો કે કોઇની રૂબરૂ તારી

ગરદન કાપી તેમનું અંતર અને મારી આંખો ટાઢી કરીશ, પરંતુ તું ભાગ્યશાળી છે કે અત્યારે આ એબી ફિરશ્તો તારી મદદે આવ્યો. મારા અંતરાત્માની સર્વાધિકારિણી સલમુનીયા જેને મારી આંખો ચારે દિશાએ શોધતી હતી તે મળી ગઈ." વુરદાન દીવાના જેવો શલમુનીયાની તરફ આવતાં બોલ્યો "મલેકા, મારી પાસે આવ, તારો નાજુક હાથ મારા હાથમાં આપ, હુ તે માથે ચઢાવું અને આંખો સરસો ચાંપું. આવ અને મારા તન બદનને બાળનારી અગ્ની બુઝાવ."

સલમુનીયાએ તીરસ્કાર બતાવતાં કહયું—"નાપાક! તારો પાપી હાથ દુર રાખ. ખબરદાર મારી તરફ હાથ ન લંબાવતો!'

વુરદાન—"શું પ્રેમની શહનશાહતમાં મારો હાથ કોઈ નવી જાતના અપરાધનો ભોગ થવાની ઇચ્છા રાખે છે!"

"પાયમાલ થાઓ તુ" સલમુનીએ તીરસ્કાર કરતાં કહેવા માંડયું "અને તારો પ્રેમ. યાદ રાખ આવી વાતોથી તને ઘણું સહન કરવું પડશે."

વુરદાન—"તારી બુદ્ધિ ઉપર શા પથરા પડયા હતા કે પોતાનો ખુશનુમા મહેલ છોડી આ જંગલોનું સેવન કરે છે. તારી આંખોમાં કયાંની ધુળ પડી છે કે મારી રૂબરૂ આવી અસભ્ય અને તોછડી વાતો કરે છે.

સલમુનીયા—"મારી બુદ્ધિ ઉપર પથરા અને આંખોમાં ધુળ

એ બધુંએ ખરૂં, પરંતુ પોતાનો ખોટો વિચાર દીલમાંથી કાઢી નાંખ અને પાપી નજરથી મને જોવાનું છોડી દે."

વુરદાન—"તને મારો ક્રોધ, બળ અને સ્થીતીનો અનુભવ છે. હું તેજ છું કે જેણે આખા ગામમાં પોતાનો ડંકો વગાડયો હતો. મારી માગણી કબુલ રાખવા ઉપરજ તારી માનો છુટકારો થઇ શકે છે."

સલમુનીયા—"તારા બળ, સ્થિતિ અને મનોવૃત્તિની મને ખબર છે. તારો દરજ્જો મારા જોડાને લાયક હોય એટલું પણ હું સમજતી નથી. હું જાણું છું કે તું શું કરી શકે છે."

સલમુનીયાએ છેલ્લા શબ્દ સાથે ખંજર કાઢયું અને વુરદાન ઉપર હુમલો કર્યો. વુરદાન પુરૂષ હતો. સ્ત્રી અને પુરૂપમાં ફરકજ હોય. તે પાછળ ખસી બચાવ કરી સલમુનીયાની પાછળ આવી તેણીના બન્ને હાથ પકડી લીધા. ખંજર છીનવી લઈ બોલ્યો.

"હું તો પહેલાંથીજ કતલ થઇ ચુકયો છું, મારામાં હવે શું રહયું છે, હજુ પણ જો કંઇ રહયું હોય તો આ માથું હાજર છે, ખુશીથી કાપી લે. દીલ જયારે તારૂં થઈ ચુકયું તો જાન પણ તારીજ છે."

સલગુનીયા હવે વધુ ને વધુજ કંટાળતી ગઇ તેણીની પાસે જો કે બીજાં હથીયાર હતાં છતાં બન્ને હાથ વુરદાનના કબજામાં હોવાથી લાચાર હતી. ક્રોધમાં કંપી રહી હતી અને ચુપ ચાપ

ગુરદાનનું જહોં જોઈ રહી. ગુરદાને તેનું મન બાળવા વધુ બોલવા માંડયું "આ ચંચળ આંખોને દયાદ્રષ્ટી કરવા હજુ પણ કંઈ વાર છે?"

"હું" સલમુનીયાએ રાતા ડોળા કાઢતાં કહયું "અવશ્ય તારા કબજામાં છું પણ તું બેવકુફ છે. મારૂં શરીર મારા કબજામાં છે, મારૂં અંતઃકરણ તારો તીરસ્કાર કરે છે. લ્યાનતની ફીટકાર પામેલી તારી સુરત, મારા માટે અત્યારે કતલથી ઓછી નથી."

છેલ્લા વાકયથી ગુરદાન ઉશકેરાયો. તેને અભીમાન આવ્યું કે "હું કે જેથી વધુ ખુબસુરત જવાન, શહેર અને દેશમાં બીજો કોઇ નથી. તે તરફ તીરસ્કાર બતાવે છે ત્યારે ખુબસુરત કોણ હશે." આ વીચારથી તે પોતા ઉપરનો કાબુ ખોઇ બેઠો. તેણે ભવાં ચઢાવી કહયું—

"સીધી આંગળીએ ઘી નીકળે તો સારૂં. અત્યાર સુધી મારી એજ ઇચ્છા હતી, પરંતુ તારૂં ભાવી પાપોની સજા આપે છે. તારે ખાત્રીથી માની લેવું જોઇએ કે તું મારા કબજામાં છે અને દુનીયાની કોઇ શકતી તને બચાવી શકતી નથી. તને ફરી વીચાર કરવાનો અવકાશ આપું છું. જો તે પછી પણ તું હઠીલીજ રહી તો, તારી સામે ફલોરાને કતલ કરી. આ નદીમાં વ્હેતી મુકી દઇશ અને આ ઘોડા ઉપર ફલોરાને બદલે તને બાંધી મારે રસ્તે પડીશ. બોલ હવે શું કહે છે?"

સલમુનીયા—"મને પુછવાનો તને કશો અધિકાર નથી."

વુરદાન—"મને હક ન હોય પણ આ કમનસીબ સ્ત્રીનું શું ! જેણીએ તારી માથી પણ અધિક વ્હાલ લડાવી તને પાળી પોષી જવાની સુધી સંભાળ રાખી. શું તેનો કશોજ હક નથી ?"

સલમુનીય—" તને જવાબ આપવામાં પણ પાપ છે. તને જોઇ મારી આંખો ગુનેગાર થાય છે. "

ગુસ્સામાં વુરદાને સલમુનીયાના બન્ને હાથ મુકી દીધા. તેણી મ્યાનમાંથી તરવાર તાણે તે અગાઉ રસ્સી લઇ આવ્યો અને સલમુનીયાના બન્ને હાથ જકડી ઝાડ સાથે બાંધી લીધી. હાથ જકડેલી ફલોરાને જમીન ઉપર બેસાડી, હાથમાં તલવાર લઇ સલમુનીયાને કહયું–

" તારી આંખો મારી અપવિત્ર સુરત જોઇ ગુનેહગાર થાયછે ત્યારે આ કાવત્રાંબાજ સ્ત્રીને લોહીમાં તડપતી જોઇ પુણ્ય મેળવશે." વુરદાને તરવાર મ્યાનમાંથી ખેંચી, બન્ને મા દીકરીઓ એક બીજીને જોઇ રહી હતી કે અચાનક પાછળથી સાદ સંભળાયો.

" ઓ મગરૂર ઝાલીમ થોભ ! "

વુરદાન ફરીને પાછળ જુએ એટલીવારમાં તે સવાર વુરદાનની સામે ઉભો હતો. તે ઘોડાથી કુદી નીચે આવ્યો. તે વિસ્મય હતો કે તેજ તરવારનો ઘા કરતાં વુરદાને કડક સ્વરે કહયું—

" શું આ દેશમાં કોઇ એવો પણ છે, જે વુરદાનના વારથી બચી શકે."

સવારે કાવો દીધો વાર ખાલી ગયો. સવારે વાર કરતાં કહયું-

"આ દેશમાં ભલે નહોય, પણ દુનીયામાં એવા લોકો હયત છે જેઓ જાલીમોનાં હાડકાં પાંસળાં જુદાં કરી શકે."

સવારે હાથ ચલાવ્યો અને વુરદાને દાવ રમ્યો પણ તે ઘાયલ થયો. ઘાયલ થયેલા સિંહ સમાન તે ફર્યો પરંતુ સવારે તેનો હાથ પકડયો. થોડી વાર સુધી જોર થતું રહયું. વુરદાનના હાથમાંથી તરવાર છુટી ગઇ, જમીનપર પટકાયો અને સવારે તેની કમરમાં ખંજરનો કારી ઘા કર્યો.

સવારે બન્ને સ્ત્રીઓને છુટી કરી. સલમુનીયાની સુંદરતા ઉપર તેની નજર ચોટી પરંતુ તેણે જોયુ કે શાહજાદીએ જવાબ આપવાના બદલામાં મ્હોડું ફેરવી નદી તરફ ચાલવા માંડયું. ત્યારે તે કુંઇક વિચાર કરી જયાંથી આવ્યો હતો ત્યાં ગાયબ થઇ ગયો.

---

## પ્રકરણ પંદરમું.

—(o)—

## અમીરૂલ મુમેનીનનો સંદેશો.

---

અડધી રાતના સુનસાન અને જનવિહિન સમયે, ખલ્કે ખુદા ઉંઘની લ્હેરોમાં બેભાન છે અને દુનીયાના પડદા ઉપર ખામોશીનો

છત્ર છવાયલો છે. પક્ષીઓ માળામાં, બાળકો માતાના ખોળામાં, ઉમરાવો સ્વચ્છ શય્યામાં અને ફકીરો ભુમાતાના મમતાળ ખોળામાં પ્રગટ નિર્જીવ દશામાં પડયા છે. શહનશાહોનાં માથાં નમાવનારી મદીનાની પુણ્યભુમી અને આમેનાના લાલને પોતાના ખોળામાં સુવાડનારી, ફીરદોસને લજાવનારી ભાગ્યવંત ભુમીના એક ભાગ ઉપર એક માથું ખુદાની હજુર પડેલું છે, દાઢી આંસુથી ભીંજાઇ રહી છે, ડુસકા ભરે છે અને ઇલતેજા કરે છે—

"એ શહનશાહે હકીકી! વિજય અને પરાજય, મરણ અને જીવન, એ બધું તારા હાથમાં છે. મુસલમાનોની નજીવી ટોળી તારા વ્હાલાના ઉપાસકોની બનેલી છે. શત્રુ સખત અને લડાઇ ખુનખાર છે. દુશ્મન બળવાન અને પારકો—અજાણ્યો દેશ છે. તારા વગર કોઇ મદદગાર મિત્ર નથી. તારી કુદરતનો ચમત્કાર દેખાડ અને જે નામનો જાપ કરતા મુસલમાનો દુશમન સુધી પહોંચ્યા છે તે નામની શરમ રાખ."

આ ઇલ્તીજા તે માણસની હતી કે જે ખલીફતુલ મુસ્લેમીનને નામે ઓળખાતો હતો. તે લાગટ ત્રણ રાતથી આવીજ રીતે પોતાના માલીક આગળ આજીજી કરતો હતો. આખી રાત સીજદામાં વીતતી, સવારે નમાઝ પઢી પઢાવી અને ખામોશ. આકાશ તરફ આંખો હતી અને અંતરમાં તેજ ઈલ્તીજા. એટલામાં કાસદ આવ્યો. સલામ અદબ સાથે કરી અને "યા અમીરૂલ મુમેનીન" કહી ખાલીદનો પત્ર આગળ મુકયો. વ્યાકુળ હાથે ખોલ્યો અને આતુર મને વાંચવા

માંડયો. આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી અને પોકારીને કહયુ " અલહમ્દો લીલ્લાહ આજે બસરા ઉપર ઇસ્લામનો વાવટો ઉડતો થયો છે."

સીજદો કર્યો, શુકર ગુજારી બજાવી અને જવાબ લખ્યો.

" ખાલીદ બીન વલીદને આલમ થાય કે જે વિજય ખુદાએ તમને આપ્યો છે તે માત્ર ખુદાના દરબારમાં તમારી પરીક્ષા લેવાય છે. આવાજ સંજોગોમાં માબુદે હકીકી પોતાના ઇમાનદાર બંદાઓને તોહીદની કસોટી ઉપર કસે છે. દોલત, રાજ્ય, મરતબો, વિજય અથવા સફળતા, આ એવી વસ્તુઓ છે કે જે મેળવવા જતાં મનુષ્ય ખુદાને ભુલી જાય છે. દોલતમાં દરિદ્રતા, વિજયમાં પરાજ્ય, સત્તામાં નિર્બળતાને ભુલાવી દેવાનુ મુસલમાનોનું આચરણ નથી. આ વસ્તુઓનો આપનાર તે પડાવી લેવાની શક્તિ પણ રાખે છે. કોણ કહી શકતું હતું કે આ મુઠીભર મુસલમાનો, જેમના જીવના દુશમનો તેમનાજ દેશમાં ઓછા નહોતા, આજે બસરા ઉપર પોતાનો વાવટો ફરકતો કરશે. ખુદાએ પોતાની કુદરત બતાવી છે અને પોતાનું વચન પાળ્યું છે. તેણેજ બતાવી આપ્યું છે કે ન્હાની સંખ્યા મોટા સમુહને જીતી શકે છે. એવું નહી થવું જોઇએ કે વીજય પામેલાઓથી પરાજીતોને દુઃખ થાય. ઇસ્લામ આગળ ધરો, પણ યાદ રાખો કે "લાઇકરાહા ફીદ્દીના (દીનમાં બળજોરી નથી) જેઓ દીન કબુલ ન કરે તેમની પાસેથી જઝીઓ લ્યો અને કહો કે ઇસ્લામની તરવાર તમારૂં રક્ષણ કરશે. શહીદોની જેટલી સંખ્યા હોય તે માનભરી છે. તેઓ ખરેખરા ભાગ્યવંત હતા કે ખુદાના માર્ગમાં માથું

આપી, ખુદા પાસે પહોંચ્યા. તેમના આત્મા હાદીએ બરહકના દરબારમાં છે. ખુદાનું કામ કરનારા તમો ઉપર ખુદાની રેહમત ઉતરો! તમે મુશરીકોમાં તોહીદનું નગારૂં વગાડયું છે. રઈયતને પનાહ આપો, સ્ત્રીઓનું રક્ષણ કરો, બરડાઓને દીલાસો આપો, સ્થીતી ગમે તે હોય છતાં અહંકાર કરશો નહી. જે સત્ય માટે લડાઇ શરૂ કરી છે તેજ સત્ય સાથે પુરી કરજો."

"હવે દમીશ્કનો સુંદર ટુકડો અને શામનો વૈભવશાળી દેશ તમારી આગળ છે. તે ખુદાનો દેશ છે અને દુનિયાની સત્તા નામની અને નજીકમાં ફના થનારી છે, ખુદાની નેમતોનો લાભ લ્યો, અને ઈરાક તથા અરબમાં બબે દીવસ તરસ્યા રહી તમારી સાથે મેદાનમાં ઝઝુમ્યા છે તેમને પણ ઇનામોથી માલા માલ થવાની પરવાનગી આપો. તેઓ પણ ખુદાના શુકરાના બજાવી લાવે. ફીરન નદી, ભુમધ્ય સમુદ્ર અને સોનેરી નહેર તમારી આગળ લ્હેરો મારવા માંડે ત્યારે યાદ રાખજો કે તેની દરેક લ્હેર તે બળવાન શકિતનો ખ્યાલ અપાવે છે, જેને પડતીનો સંસર્ગ નથી."

'આ લડાઇમાં હરકુલ પોતાનું બધું બળ વાપરશે. બે હીસાબ લશકર મેદાનમાં ઉતારશે, પરંતુ જો તમારા અંતઃકરણ સત્યથી ખાલી નહી હોય, તમારે વિશ્વાસ રાખવો જોઇએ કે ફિરસ્તા તમારી મદદે આવશે, જીત તમારા પગે પડશે. બસ આગળ વધો અને ખુદાનું નામ લઇ દમીશ્ક ઉપર હુમલો કરો. નસરૂમ્મીનલ્લાહે ફતહુન કરીબ."



# પ્રકરણ સોળમું.

—:(૦):—

## કતલ, ખુન—વધસ્થંભ.

——(૦)——

" તે સંગીન ફોજ, તે સખત પહોરો અને તે કટોકટીનો બારીક સમય જેનુ ભવિષ્ય ભાખવામાં આવ્યું છે, ખચ્ચીત રક્ષા આપનાર—રક્ષણ કરનાર કોઇ નથી. મેં જે જે કર્યું તે માટે એહસાન—ઉપકાર—આભાર માનવામાં આવે એવી કદાચીત આશા રાખી હશે ? હરગીઝ હરગીઝ નહીં. રોમનો—કદાચ તેઓમાં ધર્માત્મા હોય, તેમનું ઇમાન સાચું હોય, તો અવશ્ય એક દીવસે તેમને જવાબદારીના પાંજરામાં ઉભા રહેવું પડશે, તેઓ એક નિરપરાધી અબળા ઉપર ગંભીર આરોપ મુકે છે ! કુદરત જો કોઇના અંતઃકરણની વેદના જોઇ શકતી હોય, તો તે ખરી સાક્ષી આપશે કે હું દરેક આરોપ અને દરેક અપરાધ માટે બે ગુનાહ છું. મેં તમારા ઉપર કશો ઉપકાર કર્યો નથી. એક મનુષ્યે જે કરવું જોઇએ તેજ કર્યું છે. એક પુરૂષ અબળા જાતિથી જે આશા રાખી શકતો હોય તે પુરી થઇ. પરમ દીવસે જુમ્માની સવાર છે, ત્યારે મને કતલ કરવામાં આવશે. મને વિશ્વાસ છે કે આ હુકમ ટળે તેમ નથી. આ ફડચો છેવટનો છે. વુરદાન મારા જીવનો દુશમન હતો, આ બ્હાને તેણે બદલો લીધો છે. અત્યારે

સવારનો રળીયામણો સમય છે અને પક્ષીઓ સુરજને આવકાર આપે છે. આ વખત થોડીક પળોમાં પસાર થશે શુદ્ધ મને હું તમારો ઉપકાર માનું છું. તમોએ તમારા જીવના જોખમે મારો અને મારી માતાનો જીવ બચાવ્યો છે. હું આશા રાખીશ કે તમે મને ભુલશો નહિ, હીણભાગીણીની કોઇ અભિલાશા પુરી થઇ નહિ—હવે આફ્તાબ નીકળવા માંડયો છે, તમે ચાલ્યા જાઓ મારા સબબે તમે કોઇ નવી આફતના ભોગ ન થઇ પડો ! ”

* * *

“ આ કથા હૃદય દ્રાવક, આ હુકમ કમકમાટ ઉપજાવનારો અને આ વાર્તાલાપ અંતરમાં હોળી સળગાવનારો છે. મારો પ્રાણ ઉગરનારી, મને કેદથી છોડવનારી, જીવના જોખમે સુરંગ ખોદનારી, ઓ સલમુનીયા! દયા કર, મારી દુનીયા તારા હાથમાં, મારી જીંદગી તારા હાથમાં—હું તારા પ્રતાપે, મારો જીવ તારા પ્રતાપે—મારા અરમાનોનો મદાર તારામાં. કતલનો હુકમ ખરો, ફતવો સાચો, ચુકાદો યોગ્ય, હરકુલની સત્તા વાસ્તવીક, પરંતુ શાહજાદી! આ તાકતો અને આ ચુકાદાથી વધારે બળવાન એક બળવન શકિત પણ છે. જેનો નજીવો ચમત્કાર આ જગત છે. આ વખત મારે ચાલ્યા જવાનો નથી, હું વૃક્ષની પાછળ—તે ભુમીની ઉપર બેસીશ, જોઇશ, થોભીસ અને ગીરફ્તાર થઇશ. ”

* * * * *

દમીશ્કના પહાડનું આ શીખર જેની તળેટીમાં આવેલો એક

સુંદર અને રળીયામણો વ્હેળો સલમુનીયામાં થયેલા પરિવર્તન ઉપર રડી રહયો છે. સહવારનો રળીયામણો સમય છે, આ બે જીવતા આત્માનો અવાજ શાંતપણે હવા સાંભળી રહી છે. અચાનક તોપ છુટી અને લશકરની સંરક્ષિકા હથીયાર બાંધી સામે આવી ઉભી રહી. સાદી પોશાકના દમામમાં તુરદાન અંદર દાખલ થયો અને સલમુનીયાની પાસે આવી કહેવા લાગ્યો—

"તેં મારી શકિતનો સ્વાદ ચાખ્યો અને કૌવતનું પરાક્રમ જોયું. હજુ પણ હું તારી ખતા માફ કરી તારા ઉપર દયા—મેહેરબાની કરવા તૈયાર છું, એવું જાણી તારે મારા પગમાં પડવુ જોઇએ. જો તું માગણી કરે તો હજુ વખત ગયો નથી. તારા કતલની એક રાત હજુ બાકી છે. પરમ સહવારે તારા શરીરને લોહીમાં ન્હવાડવામાં આવશે!

"કતલ—ખુન" સલમુનીયા દુખી પણ ગંભીર સાદે બોલી "મારા માટે આશીર્વાદ છે. તેજ મને ઇસુના વધ સ્થંભનો ખ્યાલ અપાવશે. મારૂં નિરપરાધી ખુન, અપરાધી બ્હેનોના ગુનાહનો બદલો થશે. હું મોતથી ડરૂં છું ? નહી, કદી નહિ ! નજીકમાં આવનારા ભાવીને વશ થવા હું તૈયાર છું; પરંતુ તારે ખાત્રી રાખવી કે તારી નીચ ઇચ્છાઓ પુરી થવાની નથી."

"હઠીલી !" તુરદાને બોલવા માંડયું "તું હજી સુધી તારી હઠ છોડતી નથી. તારા કેદી મા અને બાપનાં માથાં હમણાંજ તારી

પાસે મોકલું છું. ત્યારે તું જાણશે કે વુરદાનની એતેરાજી દુનીયામાં શું શું કરી શકે છે ?"

વુરદાનના છેલ્લા શબ્દો પુરા થાય તે અગાઉ તીરનો સસણાટ સંભળાયો, વુરદાન ચમક્યો—અચક્યો—તેની બાજુમાં ઉભેલો સીપાહી લથડયો. અથડયો જમીનપર પટકાયો અને મોતના દૂતે તેનો આત્મા ખેંચ્યો.

ભયાનક બનાવ, અથાગ અચંબો ચોમેર શોધ થઇ, ખુણે ખુણો અને રજેરજ શોધવામાં આવી પણ પત્તો-કશો પત્તો લાગ્યો નહિ, કોઇ અપરાધી મળ્યો નહી અને તે ભયાનક તિલસ્માતનો પરદો ઉઠયો નહિ. આફતાબ બરાબર આકાશના મધ્યમાં અને મનુષ્યોના માથા ઉપર હતો, ઓચીતું ઝાડનું ડાળુ તુટયું, જમીન ઉપર પડયું અને તે સાથે એક મનુષ્ય તરત પકડાઇ કેદ થયો.

તેને જોઇ વુરદાનના આનંદનો પાર રહયો નહિ. તે બોલ્યો "સખત કેદ અને મજબુત જાપતામાં રાખો અને પરમ સવારે સલમુનીયા સાથે તેનું માથું પણ શરીરથી જુદું પાડો." વુરદાને કેદી તરફ જોયું. દાંત પીસ્યા અને આગળ ચલાવ્યું "હા તું તેજ છે, મારો પગ લપસી જતાં જખમી કર્યો હતો, છતાં મારૂં કૌવત તારા અનુભવમાં આવી ગયું હશે, પણ હવેજ તું સમજ્યો હશે કે વુરદાન કોણ છે અને તે શું કરી શકે છે."

સલમુનીયાએ તિરસ્કાર ભર્યા શબ્દોમાં, માથું ધુણાવી કહેવા માંડયું "હા, દમીશ્કનાં બાગકે બાળક અને શામનાં દરેક રજકણો તારી બહાદુરીનાં ઢોલ વગાડે છે! તારાથી વધારે લડવૈયો કોણ હશે કે અજાણ્યા મનુષ્યના, હાથ પગ, અને ખભા, લોખંડી સાંકળોમાં જકડી, તેની પાસે પોતાની શુરવીરતાનાં વખાણ કરાવવા માગતો હોય અને તે સાંભળી આનંદ—મગરૂરી માનતો હોય? હીચકારો, નમાલો! નામરદ કે દગાબાજ!!

વુરદાન ખીજવાયો અને બોલ્યો—"તને વચ્ચે બોલવાનું શું પ્રયોજન? આ ઉદ્ધતાઇનું પરિણામ પરમ સવારે જોઇ લેજે!"



# પ્રકરણ સત્તરમું.



## ન્હાસ ભાગ—પકડા પકડી.



અમીરૂલ મુમેનીનનો પત્ર અક્ષરે અક્ષર, ખાલીદે લશકરમાં ફોજની રૂબરૂ વાંચી સંભળાવ્યો અને આગળ વધવાનો વિચાર જણાવ્યો. સંધ્યા થવા આવેલી હોવાથી રાત આરામ કરી સવારે કુચ કરવાનો ઠરાવ કર્યો. પરોઢીઆની નમાઝ પઢી કલમએ તો હોદના

ગુણુ ગાન કરતા અરબોએ દમીશ્ક તરફ કુચ કરી. બસરાનો પરાજય વીજળીના વેગે આખા દેશમાં ફેલાયો હતો. કયસર હરકુલ આ હારથી ખીજવાઇ અફસોસની ધુનમાં ધુણ્યો. પોતાના બહાદુર લડવૈયાઓ બોલાવ્યા અને કહયું—

"જો અરબોનું પુર અત્યારેજ અટકાવવામાં ન આવ્યું તો ખાત્રીથી માનજો કે કોનસ્ટાન્ટીનોપલના તખત ઉપર મુસલમાનોને બીરાજેલા જોશો. વિચારવાનો નહિ પણ કામ કરવાનો વખત છે. તમારાં લોહી રેડી યુનાનીયો ઉપર તમારો સીક્કો જમાવ્યો હતો તેથી વધારે હીમ્મત અને ભોગ આપવાની જરૂર છે. હું જાણું છું કે મુસલમાનો પાસે કેળવાયેલું લશકર નથી. લુટારૂઓની એક ટોળી છે અને ગુનાહ કરવાનો તેમનો ધંધો છે. જો પાકા ઠરાવ કરો તો પળવારમાં તેમનાં નાપાક કદમોથી તમારી પવિત્ર ભુમિને અપવિત્ર થતી બચાવી શકો છો. જો અત્યારે પણ હાથપર હાથ મુકી વખતને વ્યર્થ ગુમાવશો તો લમણે હાથ દઇ રડશો અને ગુલામગીરીની જીંદગી ગુજારશો.

"ફીલોસ અને વુરદાનનો મતભેદ—કંકાશ દુર થયો છે એ વધારે આનંદની વાત છે. વુરદાનના સબબે ફીલોસે સલમુનીયાને કેદમાં રાખી છે અને વુરદાન સાથે લગ્ન કરવા રાજી નહિ થાય તો કતલ કરવાની ધમકી આપી છે."

"ઉઠો, બહાદુરો ઉઠો, અને ગુનાહ કરતી કોમને બતાવી

આપો કે અમે કેટલું-કૌવત ધરાવીએ છીએ. ચાલો, પહેલાં અંતા-કીયામાં પડાવ નાંખો અને જુઓ કે દુશ્મન કયાં છે અને શું કરે છે."

*        *        *        *

મુસલમાનો શામમાં દાખલ થયા. શામની શુશોભીત, રળીયા-મણી અને ફળદ્રુપ ભુમી જોઇ મુસલમાનોના આનંદનો પાર રહયો નહી. જે લોકોએ અરબસ્તાનનાં રેતીનાં રણોમાં પોતાનું જીવતર ગાળ્યું હોય અને જીવ સટોસટનાં જોખમ ખેડયાં હોય, તે ઉજ્જડ સ્થાનના લોકો માટે શામનો રળીયામણો પ્રદેશ જન્નતુલ અદનથી ઓછો હોવાનું કોણ કહેશે? ખુદાનો પાડ માનતા અને શુકરાના બજાવી લાવતા આગળ ચાલ્યા જતા હતા.

કયસર હરકુલ પોતાના અગણીત શુરવીરો સાથે અંતાકીયા આવી પહોંચ્યો હતો. ચોમેરથી સ્ત્રીઓનાં ટોળાં આવ્યાં. રડાપીટ અને કકળાટ સાથે ફરીઆદો શરૂ થઇ. બસરાની લડાઇમાં મ ાએલા રોમનોનાં કુટુંબોની સંખ્યા ફરીયાદીઓમાં વિશેષ હતી. શહનશાહના કદમોમાં ખોળા પાથરી કરૂણ રડારોળે કયસરને કહેવાની ફરજ પાડી કે "જ્યાં સુધી મદીના પહોંચી અપરાધીઓને સજા નહિ કરે ત્યા સુધી તે નચિંત બેસવાનો નથી."

બસરાથી આવેલી સ્ત્રીઓને કયસરે પુછ્યું—ખાલીદ પાસે કેટલું લશ્કર છે. જ્યારે તેને કહેવામાં આવ્યું કે ફકત પંદરસો સવાર. તેણે તિરસ્કાર બતાવી, મ્હોં ફેરવી લીધું અને દંભમાં

બોલ્યો—"માત્ર આ નજીવા બળ ઉપર આટલો ડોળ. એક સાધારણ અમલદાર તેનું માથું કાપી લાવશે."

પાંચ હજાર સીપાહો દમીશ્ક તરફ મોકલી કીલોસને કહેવડાવ્યું કે "તરતજ દુશ્મનોનો નાશ કરી તેણે ઇનામ મેળવવું." તેજ વખતે એઝરા નામનો એક સેનાપતી લડાઈ માટે ચુંટવામાં આવ્યો. આ ડોળ દમામ અને મગરૂરીની વાતોમાંજ દુશ્મન માથા ઉપર ચઢી આવ્યો. કીલોસ અને એઝરામાં અણબનાવ પડયો. કીલોસની ઇચ્છા એઝરાને પોતાના તાબાનો સેનાપતિ ગણવાની અને એઝરાનો ઉદ્દેશ કીલોસ ઉપર સત્તા જમાવવાનો હતો. લશ્કરમાં દુશ્મનાવટ ઉભી થઇ અને બે ભાગમાં વ્હેંચાઇ ગયું.

સામેથી મુસલમાનોનું લશ્કર તકબીરના નારા મારતું અને હક હકના ગગન ભેદી પોકાર કરતું પાણીના પુર માફક ચાલ્યું આવતું હતું. ખાલીદે પોતાના શુરવીર સીપાહો ઉપરાંત, અબુ ઉબયદાની સરદારી તળેના ૨૦૦૦ માણસો બસરામાં મુકી આખું લશ્કર પોતાની સાથે લીધું હતું. આવી રીતે એકત્ર થયેલું ચાળીસ હજાર મુસલમાનોનું લશ્કર બાલાબકા આગળ જઈ પહોંચ્યું. મુસલમાનોના મોટા લશ્કર અને મરવાના ઉત્સાહી મુસલમાનોની બહાદુરી સાંભળી, કીલોસ અને એઝરાના હોંસ ઉડી ગયા, પોતાના વડપણની વાતો ભુલી ગયા, પોતાની જીંદગી જોખમમાં જોઇ તેઓએ નિશ્ચય કર્યો, "લશ્કર પુરતું નહી હોવાથી અહીયાં લડવાથી અવશ્ય પરાજય થવાનો. દમીશ્ક પહોંચી પુરી તઇયારી પછી જંગ કરવી." રાત

પડી અને મુસલમાનો પાંચ ગાઉના અંતર સુધી પહોંચી ગયા. બન્ને રોમન સરદારોએ રાત્રેજ ઉચાળા બાંધ્યા અને દમીશ્કમાં આવી દમ લીધો.

મુસલમાનોએ રસ્તામાં પડતાં મોટાં મથકો ઉપર ઇસ્લામનો ઝુંડો ઉડાવતા પ્રજાને રક્ષણ આપતા અને બંદોબસ્ત કરતા આગળ વધતા હતા. ઇરાકા, સુકાતા અને તદમ્મુરની ભુમી ઇસ્લામનો કલમો ભણી રહી હતી. મુસલમાનો હવે નિર્વિઘ્ને દમીશ્કના કીલ્લા સુધી પહોંચી ગયા હતા.

સ્હવાર થઇ, રોમનો લડાઇ માટે કીલાની બહાર નીકળ્યા. મુસલમાનોએ સફો સમારી. ખલીદ બધાની આગળ હતા. દરાર તેમની પાછળ હતા. દરાર જેવા બહાદુરને મેદાનમાં પોતાનું પરાક્રમ બતાવવાનો આજે પહેલ વહેલો અવસર મળ્યો હતો. પચીસ સવાર સાથે લઇ દુશમનના બળનો અડસટો કાઢવાનું દરારને કહેવામાં આવ્યું ખાલીદે વધુમાં સુચના કરી—

"સત્યમાં આગળ રહેજો. દુશમનને ઝેર કરવામાં કચાશ રાખતા નહિ. વિશ્વાસ રાખજો કે ખુદાની ગેબી મદદ તમારી સાથે છે."

દરાર ખુદાના નામ સાથે રોમનોના લશકરમાં પેઠા પહેલી બીજી સફના વચે પડતા સીપાહોને કતલ કરી આગળ વધ્યા. દુશ્મનોએ તેમને ઘેરી લેવાની ગોઠવણ કરવા માંડી. બહાદુર દરાર

ચેત્યા અને નિયમીત પાછા ફર્યા. સલામત પોતાના લશ્કરમાં આવી ખાલીદને જણાવ્યું, "દુશમનો ઘણા નથી પણ તેમનો જુસ્સો મજબુત છે, છતાં ખુદા અમારી સાથે છે અને વિજય અવશ્ય આપણને મળશે."

ખાલીદ ઘોડો કુદાવી લશકરોની વચ્ચે આવતાં બોલ્યા—"ઇસ-લામની તરવારનું બળ જોવાની કોઇની ઇચ્છા હોય તો તેણે મેદા-નમાં આવવું." ખાલીદના શબ્દો સાંભળી ફીલોસ અને એઝરા એક બીજાનું મ્હોડું જોવા લાગ્યા. ફીલોસે એઝરાને મેદાનમાં જવા હુકમ કર્યો, તેણે ના પાડી, લશ્કરના દબાણુથી અંતે ફીલો-સને મેદાનમાં આવવું પડયું. ઉદાસીન ફીલોસ મેદાનમાં આવી ઉભો રહયો. તેણે ચોમેર નજર ફેરવી જોયું. ખાલીદે જાણ્યું કે તેનો છટકવાનો વિચાર છે. તરવાર તાણી રોમનોની આગલી સફ પર તુટી પડયા. ઘણાને ઘાયલ કર્યા અને ઘણા માર્યા. ફીલોસથી આ સહન થયું નહી, તેણે ખાલીદ ઉપર સખત હુમલો કરવાનું ધાર્યું, તરવાર તાણી, ખાલીદ ચેત્યા અને લશ્કર છોડી તેની સામે આવ્યા ડાબા હાથે ફીલોસનો ભાલો પકડી જમણા હાથે પગ ઝાલી ફીલોસને જમીનમાં ફેંકયો. ખાલીદનો ઘોડો સખ્ત ઘાયલ થયો હતો. ઘોડો બદલવા તેઓ લશ્કરમાં આવ્યા. મળેલી તક નહિ ગુમા-વતાં ફીલોસ નાઠો. ખાલીદ બીજો ઘોડો લઇ મેદાન તરફ વળ્યા. આ જોઇ દરારે અરજ કરી—"વ્હાલો ભાઇ, થોડુંક થોભો. જરાક આરામ કરો."

ખાલીદ હસ્યા અને બોલ્યા—"ત્યાં સ્વર્ગની ન્હેરો લ્હેરો મારે છે અહીંયા શું છે." બીજી પળે દરાર મેદાનમાં દેખાયા.

ખાલીદની ચતુરાઇ, ચપળતા અને બહાદુરી જોઇ રોમને। હેરતમાં હતા ખાલીદે એઝરાનું નામ લઇ બોલાવ્યો. તે પોતાને સાવધાન બનાવી આગળ આવ્યો. ખાલીદે ટકોર કરી. તેણે અચાનક તલવાર તાણી હાથ બતાવ્યો, ખાલીદે કાવો બદલ્યો, હાથ ખાલી ગયો. કેટલીકવાર સુધી લડાઇ થતી રહી, બન્નેમાંથી કોઇએ મચક ખાધી નહીં. એઝરાએ ફરેબ રચ્યો લગામ ઢીલી મુકી સુસ્ત બન્યો અને ન્હાસવાનો ડોળ કર્યો. ખાલીદ અનુભવી અને પોતાના બચાવમાં કુશળ હતા. અચાનક એઝરાએ તરવાર ચલાવી, ખાલીદ સમય જોઇ ઘોડા ઉપરથી નીચે કુદી પડયા. તેજ ક્ષણે બરછો માર્યો એઝરા ઘોડા સાથે ભોંય ભેગો થયો. બન્ને હાથ બાંધી બંધીખાને લઇ જવામાં આવ્યો. રોમનો કીલ્લામાં ભરાયા, દરવાજો બંધ થયો અને બધું શાંત થયું.

## પ્રકરણ અઢારમું.

——:(૦):——

"જે કરવાનું ન્હોતું તે કરવું—"

——:(૦):——

"સલમુનીયા! વ્હાલી સલમુનીયા! જો તને ખબર પડે કે અમારા ઉપર શું વીતે છે તો અવશ્ય તું બ્હાવરી બને, દુનીયા

આંખોમાં તને અંધકાર દેખાય! હું સાંભળી રહયો છું અને લોકો જોઇ રહયા છે કે શતરૂ માથા ઉપર સવાર છે અને જુલમાટ વર્તાવી રહયો છે. કીલોસ જખમી છે, તારો બાપ છે, દમીશ્કનો હાકીમ છે, તે રીબાય છે. તારા બાપનું વેર હું વાળું એવી તારી ઇચ્છા નથી? જે હાથે તેને રીબાવ્યો છે તે કાંડા કાપી નાખું એવી તારી મરજી નથી? આ અર્થ વગરની શકિત છે અને તારી મનહર પ્રતિમાએ તેને નિરર્થક બનાવી છે. જો તારા નાજુક હોઠ મારી તરફેણમાં કીસ્મતના ભાવિનો ફડચો કરતા હોય, તો સલમુનીયા તું અને કીલોસ જોઇ લેશો કે જે મુસલમાનોના નામથી સંગ્રામભુમી ધ્રુજી ઉઠે છે, ને મુસલમાનો કેવી રીતે પરાજીત થાય છે. હું તેજ છું જેણે યુનાનના ટેભા ઢીલા કર્યા હતા. જો આજે તું સંબંધનો સ્વીકાર કરે તો સંધ્યા પહેલાં ખાલીદનું માથું તારા કદમોમાં નાંખું. કતલમાં હજુ થોડી પળો બાકી છે. રહેમ કર—દયા કર તારી જવાની ઉપર, દયા કર તારા સુંદર જોબન પર, દયા કર, તારા દેશ પર, દયા કર, તારા વૃદ્ધ બાપ પર, સલમુનીયા તે ઘાયલ વીર ઉપર તે મમતાના ભંડાર ઉપર દયા કર! દયા કર!!"

"સદા શાહી તાજને શોભાવતું, સુંદર માથુ માટીમાં અટાયેલું છે. તરવાર સાથે રમત કરતા હાથ, જખમોથી ચુર છે, અપસરાને શરમાવનરૂં આ શરીર, લોહીમાં તરબોળ છે. વ્હાલી કીકી સલમુનીયા, દયાનો વખત છે. મારા ઉપર નહિ, મારા ઘડપણ ઉપર ઘડપણ નહિ તો વ્હાલા ખ્રીસ્ત ધર્મ પર, દયા કર, રહમ કર, કરમ કર. આ બગાભદ્ર વુરદાનની માગણીનો સ્વીકાર કરી મારા

અંતરની વેદના શાંત કર, મારા દુશમન ખાલીદનું માથું મારી જીવતી આંખે જોવાનો સમય આપ. મારા લોહીનો, મારી માટીનો, મારી મમતાનો જો તારા ઉપર રજ પણ હક હોય તો તે બજાવી, મારા નીર્જીવ શરીરમાં અમર આત્મા રેડ."

"જંગલીપણાના જીવનથી મનુષ્યત્વનું મોત અને સત્યાત્માનો નાશ કરતી નીચ વૃતિના જીવનથી મરણ ઉત્તમોત્તમ છે. પિતાનું લોહીમાં ખરડાયેલું માથું ખોળામાં લઇશ! માથું આંખો ઉપર રાખી સંતોષ પામીશ, પરંતુ એવા પિશાચને જે મોહનાવસ્થામાં અત્યંત મુજી, અત્યંત નિર્દય, અત્યંત ઘાતકી, અત્યંત દગાબાજ, અત્યંત કપટી, અત્યંત ફરેબીને પોતાના પડખામાં સ્થાન આપીશ? જ્યારે સમયજ પ્રતિકુળ છે, સવાલ જન્મભુમી અને વ્હાલી કોમનો છે, ત્યારે સ્વદેશની ઇચ્છાઓ અને પ્રારતના અનુયાયીઓની આશાઓ ઉપર, અંતરાત્માને કુરબાન કરૂં છું, મારો પોતાનો ભોગ આપું છું, જે કરવાનું નહોતું તે કરવું—અને જે કહેવાનું નહોતું તે કહેવું................"

વુરદાન, કાલોસ અને સલમુનીયાના અંતરનાદ દમીશકના ખુની બંદીખાનાની ભયાનક દીવારોએ ગંભારાઇથી સાંભળ્યા. સલમુનીયાના છેલા અધુરા શબ્દે વુરદાનમાં નવચેતન રેડયું. તે નમ્યો અને શાહજાદીના પગોમાં પડયો. ખુશાલીના આનંદ ।। ઉછળ્યો અને બોલ્યો "બીજા કેદીને મુકત કરો" ત્રણે કાલ્રાસના મહેલ તરફ ઉપડયા.

* * * *

શહેરની બહાર ખુના મરકીની ગરમા ગરમી હતી ત્યારે શહેરના એક ભયાનક ખુણામાં મોહન માયાનો આનંદી વર્તાલપ હતો. સંધ્યા થતાં વુરદાને કીલોસને કહયું—"તમોએ મારા ઉપર મોટા ઉપકાર સાથે દયા બતાવી મારી જીંદગીને મોતના મ્હોંમાંથી બચાવી છે ત્યાં એટલો વધુ ઉપકાર કરો કે આજે રાત્રેજ અમારાં લગ્નની ગોઠવણુ કરો. જે પછી રાજી ખુશીથી લડાઇના મેદાનમાં જઇ, તે અપવિત્ર પગલાનો પવિત્ર ભુમિમાંથી નાશ કરૂં."

કીલોસ—"શહનશાહની અનુમતિ મેળવ્યા વીના આ બાબતમાં હું કંઇ પણ કરી શકું નહિ. શહેર ઉપર આવેલી આફત છાની નથી. પ્રજા અનેક સંકટોમાં ઘેરાએલી હોય એવા કટોકટીના વખતે શાહી મહેલમાં લગ્નની ધામધુમ રાજ્યને શોભાવે નહિ."

વુરદાન—"તમારી વાત ઠીક છે પરંતુ જે ઉત્સાહની ચઢી આવેલી વાદળીઓ સાથે લડવાની જરૂર છે, તે વિવાહ પછી બેવડાં થશે. ખાત્રી રાખજો કે કોઇ જાતના ભય વગર દુશમનને હું પાયમાલ કરીશ. કશી ધામધુમ કરવાની જરૂર નથી, માત્ર દેવળમાં જઈ સંબંધજ જોડવો છે.

કીલોસ—'આ સંબંધમાં ફ્લોરાના વિચારો જાણવાની પણ જરૂર છે, કારણુ કે સલમુનીયાની જીંદગીનો વધુ સંબંધ તેના સાથે છે."

કીલોસની ઇશારતથી વુરદાન બહાર ચાલ્યો ગયો અને ફ્લોરા

તથા સલમુનીયાને બોલાવવામાં આવી. મા દીકરીઓ આવતાં ફીલોસે બોલવા માંડયું “મને વિશ્વાસ છે કે આપણા દેશ અને આપણા પોતાની ઉપર આવેલી આફત વુરદાન ટાળી શકે છે તેની ઇચ્છા આજેજ લગ્ન કરવાની છે. લગ્નના આનંદમાં તેને બમણું શુર ચઢશે એવું હું માનું છું.”

સલમુનીયા માથું નમાવી બેઠી હતી. ફલોરાએ ગુપચુપ લગ્ન કરી આપવાનો વિરોધ કર્યો પરંતુ ફીલોસની સમજાવટથી તેણી રાજી થઇ.

---

## પ્રકરણ ઓગણીશમું.

### કમનસીબીના વિવાહ.

---

દમાશ્કનું દેવળ ફુલોની સુગંધથી મેહકી રહયું છે. દેવળનો વચલો અને કુશાદે હોલ રોશનાથી જગમગી રહયો છે બન્ને બાજુ હથીયારબંધ સીપાહોની હાર ઉભી છે ઇરાની અને કાશાના ફરશ, રેશમના ખુબસુરત પરદા અને સોના ચાંદીના ચોકઠામાં

મઢેલા આઇના હોલની શોભામાં ઉમેરો કરે છે. કીલોસ એક આરામ ખુરશી ઉપર પડયો છે અને સુશોભિત આભુષણોથી અલંકૃત ફ્લોરા તેની બાજુમાં ખુરશી ઉપર બેઠી છે. વાજીંત્રના સરોદે કન્યાના આગમનની સુચના આપી, વધાવી લીધી. સીપાહોએ હથીયાર નમાવી સલામી આપી અને એક અબલક ઘોડા ઉપરથી ઉતરી સલમુનીયાએ જમીન ઉપર પગ મુકયો. સુંદરતાની તે પુતળીએ ચોમેર ઉડતી નજર નાંખી, ફ્લોરા બાહેર આવી, કન્યાને ઉઠાવી હોલમાં ગઇ. આગમનના સરોદ અને સલામીના અવાજે બધાને ફરી ચેતવ્યા ધર્મગુરૂએ વરરાજા સાથે હોલમાં પ્રવેશ કર્યો. ધર્મક્રિયા થઇ વર વધુના હાથ મેળવ્યા ગુરૂએ ભણતર ભણ્યું. ફીવા ખલાસ થઇ બધા બહાર આવ્યા, મુબારક સલામત થવા લાગી, ખુશીનાં ગીત ગવાયાં.

કીલોસ અને ફ્લોરા ગાડીમાં સવાર થયાં, વુરદાન અને સલમુનીયાએ ઘોડાઓ ઉપર બેઠક લીધી. અડધી રાત વીતી ગઇ હતી. બધા રાજ મહેલ તરફ આવ્યા. મહેલના દરવાજા આગળ પહોંચતાં વીજળીના વેગે એક સવાર આવતો જણાયો. સવારી થોભી. તે ઉભો રહયો. સલમુનીયાની આંખો સાથે આંખો મેળવી. બન્નેની આંખો રાતી થઇ, આંસુ સર્યાં. વુરદાન કડકયો, ગાજ્યો પણ સામે સ્વરજ નહેતો. સવાર ફર્યો અને આંખોમાંજ ગાયબ.

વુરદાન, કીલોસ અને ફ્લોરા હેરતમા હતા. કશો નિર્ણય નહોતો કરવા પામ્યા કે કાસીદે આવી ખબર આપી. મુસલમાનો કીલ્લાના દરવાજા સુધી આવી પહોંચ્યા છે અને જતી પળમાં શહે-

રમાં દાખલ થવાની ભીતી અને ભય છે. કાસદનું સાંભળી કીલોસના હોશ ઉડી ગયા. વુરદાન સલમુનીયા સાથે પ્રેમાલાપમાં હતો તેને ચેતવતાં બોલ્યો—

આપણા પરાજયમાં હવે શું બાકી છે? દુશમન સફળતા સાથે પ્રસારો કરતો ચાલ્યો આવે છે. હવે તે પળો પાસે આવી છે જે લાજને નિર્લજતામાં, માનને અપમાનમાં, રાજ્યને આફતમાં બદલવા માગે છે. કરેલા વાયદા અને આપેલા વચનને સાચું કરી બતાવવાનો વખત આવ્યો છે જાઓ અને દેશને ઉગારો."

વુરદાન—"અત્યારે તો રાત છે, સવાર થાય ત્યારે વાત. તમો વિશ્વાસ રાખો કે સુરજ નીકળ્યા પહેલાં ખાલીદનું માથું તમારા પગ પાસે આળોટતું હશે."

કીલોસનો ચ્હેરો ક્રોધથી લાલચોળ થઇ ગયો. તેણે બુમ પાડતાં કહ્યું—"દગો! દગો!! કાવત્રાંબાજનું કાવત્રું જાહેર છે. સહવાર થતાં પહેલાં આખું દમીશ્ક પાયમાલ થઈ જશે. રઇયત આવી રીતે પાયમાલ થશે અને અમે પગ લાંબા કરી પલંગમાં પોઢી શકશું? હું પોતે મેદાનમાં જાઉં છું અને જે બને છે તે કરૂં છું."

વુરદાન—"તમારે ગભરાવાનું કંઇ કારણ નથી. તમે વિશ્વાસ રાખોકે સુરજ નીકળે તે પહેલાં દુશ્મનનું માથું તમારા પગ તળે હશે."

ફીલોસનો ઘોડો આવ્યો તે સવાર થયો. આ જોઇ સલમુનીયાએ હથીયાર સજવા માંડયાં અને પોતાનો ઘોડો લાવવા હુકમ કર્યો. ઘોડો આવ્યો, સલમુનીયા સવાર થઇ. વુરદાનથી આ સહેવાય તેમ હતું નહી. વુરદાને પ્રથમ ધણી તરીકેના હકો જાહેર કર્યા, પણ વળ્યું નહી, તેણે પોતાની બહાદુરીના ગીત ગાયાં પણ કશી અસર થઇ નહી, તેણે પ્રેમનો પ્રલાપ ચલાવ્યો પણ વ્યર્થ, ખુશામદ અને કાલાવાલા કર્યા પણ નિરર્થક—સલમુનીયાએ ઘોડાને એડ મારી અને ઉડી ગઇ.

ફીલોસ મેદાને જંગમાં હતો અને સલમુનીયા દમીશ્કના મેદાને સ્મશાનમાં. યુનાનીયોના કીલ્લાની જીર્ણ દીવાલો, મહેલાતનાં ખંડીયરો, જમાનાની ચઢતી પડતી અને મહાન ગ્રીક સામ્રાજ્યના પરિવર્તનની સાક્ષી પુરતાં હતાં. કાળરાત્રીની આ મોહન લલના—માશુક, પૃથ્વીના ઇબરતનાક દ્રશ્યનું અવલોકન કરતી આસ્તે આસ્તે ચાલતી હતી. તેણી કોઇ ઉંડા વિચારોની વમળ જાળમાં હતી. રાત ના પ્રથમ પહોરની ઘટનાનું સ્મરણ કાળજામાં બરછી, છાતીપર પત્થર અને દીલમાં નશ્તરની અંતર વેદનાનું કામ કરતાં હતાં. તેણીને વિચાર આવ્યો અને મન સાથે બબડી—

"હું બુદ્ધિ વાપરી જખમી બાપને કતલથી, દુઃખી માતાને સંકટથી અને કમનસીબ પ્રજાને આફતમાંથી ઉગારી શકી. વુરદાન માં છુપાએલાં કાવત્રાં, પ્રપંચ અને ફરેબથી દમીશ્ક ઉગરી શકયું" ત્યારે તેણીનો ચ્હેરો હરખાતો. બીજીજ પળે તેણીને એવી તરંગ

આવતી "મારી જીંદગી અને મારૂં આચરણ હવે પ્રેમની દુનીયામાં મ્હોડું બતાવવા લાયક રહયું નથી. જેમાં શુદ્ધ મન હોય, જેના હૃદયમાં પ્રેમ હોય અને પ્રેમમાં સત્ય હોય, તેને આ મ્હોં બતાવવાનો મને કશો હક રહયો નથી! તેણે, આહ! તેણેજ, પોતાની આંખે જોઇ લીધું, વિવાહના અલંકારોના મૃત્યુજળમાં અપવિત્ર થયેલી હું! એક પાપી, ઝાલીમ અને કરપીણ—ઘાતકી વ્યક્તિના પ્રેમ પાશમાં હતી. તેણે પોતાના પવિત્ર કાને સાંભળ્યું અને તેની સદાચારી આંખે જોયું! હું એક પ્રપંચી અને અધમ શેતાની સ્વરૂપના મહોબ્બત, પ્રેમ અને પ્યારનો ઉપકારી આંખે ઉત્તર આપતી હતી. જીંદગીનું તાત્પર્ય, ઉમરનું અસ્તીત્વ, જોબનનું પરિણામ આવું કનિષ્ટ, અકારૂં અને નિર્દય—ત્રાહે! ત્રાહે!!"

"તે સુરત મારી આગળ હોત! તે આંખ હું જોઈ શકત! તે કદમ મારી પાસે હોત! પગે પડતી, કાકલુદી કરતી કથા સંભળાવતી, પાપાચારનું રહસ્ય કહેતી, અને સાબત કરતી કે પ્રેમ નહી પણ સમયની સાવધાની, વિવાહ નહિ પણ આવશ્યકતાનો દાવ હતો, માફ કર બેગુનાહ છું! ક્ષમા કર નિપરાધી છું, મારી ઉજરખાહી સાંભળ,—પણ કેમ આવશે—કેમ સાંભળશે."

"આકાશ પર ચંદ્ર આવ્યો—પણ હાય! કયાંનો કયાં, આવ મારી પાસે આવ!"

"ઓહ! હું શું કહું છું! આવ, નીચે આવ! આ ખંજર,

કાળજનું કાપવા, છાતીમાં ચલાવવા! પેટ ચીરવા! મારા હાથમાં છે! પણ સબુર—પણ........"

"સામે નહેર, પાસે ગઇ! ચમક, મારો તીરસ્કાર! હું નિરપરાધીણી છું. લે, આ ખંજર લે. તારા હાથથી સજા દે—કતલ કર, અને તારા હાથે માટીમાં મેળવ!"

નદીનાં પાણી ખળખળ વહી રહયાં હતાં, પુર્ણિમાના ચંદ્રનો શીતળ પ્રકાશ પાણીની સપાટી ઉપર પડી ઝવેરાતને શરમાવતો હતો. સલ્લમુનીયા થોડીવાર ખામોસ ઉભી રહી. પીઠ પાછળ ઉભેલો એક પુરૂષ આ બધું જોઈ રહયો હતો અને બધો બબડાટ સાંભળી રહયો હતો. અચાનક શાહજાદીએ એક ચીસ મારી બીજી પળે નદીના વ્હેતાં પાણીમાં ગોથાં ખાતી જણાઇ. સાંભળનારા કાનો સુધી હવાના વેગે ધ્વની માત્ર પહોંચાડયો કે—

'લે મારૂં માથું તારા ચર્ણોમાં છે."



## પ્રકરણ વીસમું.

——:(o):——

### દમીશ્ક ઉપર ચઢાઇ.

——:(o):——

દમીશ્કવાળાઓના દીલ ઉપર મુસલમાનોનો ભય બેહદ પડયો છે. તેમનાં દીલ મુસલ્લમાનોના નામથી ધ્રુજવા લાગ્યાં છે. બન્ને

તરફની ફોજ મેદાને જંગમાં એક બીજાની સામે છે. પોતાની જીત માટે જીવ સાથે લડત ચલાવી રહયા છે. બીજા દીવસે સવારે ખાલીદે પોતાના લશ્કરને સંબોધી કહ્યું—"તમે જાણો છો કે આ તે પવિત્ર ભુમિ છે કે જેની ખાકે પાક પયગમ્બર (સ०) સાહેબના પગ ચુમ્યા છે. નસતુરા ધર્મગુરૂએ મહોરે નબુવતના અહીંયાજ બોસા લીધા હતા. તમે આ પવીત્ર માટીને આંખે નહી લગાડો? આગળ વધી નિશ્ચય કરો કે જ્યાં સુધી આ ખાક ઉપર કબજો નહી કરો ત્યાં સુધી જીંદગી ખાક છે."

વગર ધણીયાતું લશ્કર હતું. કીલોસ જો કે મેદાનમાં હતો છતાં તે સખત જખમી. લશ્કરને ગોઠવવા તે અશકત હતો. મુસલમાનોના હુમલાંએ રોમનોનાં હાજાં ગગડાવ્યાં. નાઠા અને કીલ્લામાં ભરાયા, દરવાજા અને લડાઇ, સાથેજ બંધ થયાં.

ખાલીદે અરબ સવારો સાથે દમીશ્કના પુર્વ ભાગ તરફ હુમલો કર્યો અને તેટલાજ લશ્કર સાથે પશ્ચિમ તરફ ઘેરો નાંખવા અબુ ઉબયદાને અરજ કરી. કેટલાક દીવસ સુધી સખત ઘેરો ચાલુ રહયો. દુનિયા સાથનો દમીશ્કનો બ્યવહાર તદન તુટી ગયો. દમીશ્ક દુન્યામાં હતુંજ નહિ કેટલાક દીવસ પછી દશહજાર અશરફીઓ લઈ દમીશ્કનો ઘેરો ઉઠાવવા શહેરીઓએ પેગામ મોકલ્યું.

પેગામ સાંભલી ખાલીદ હસ્યા. તેઓ બોલ્યા "અમે માલ દોલતના ભુખ્યા નથી. ઇસ્લામ કબુલ કરો તો તમારા દેશના તમેજ

માલીક છો અથવા જઝીયો આપી રક્ષણ મેળવો, તેથી વધારે જે પણ ખુદા તમને આપે તે તમારૂં છે."

મુસલમાનોનું લશ્કર ઘેરો નાંખી પડયું હતું અને શહેરના દરવાજા કોઇ યુકિતએ પણ ઉઘડતા નહોતા એકાએક અંદરથી ગાન તાન અને આનંદનો અવાજ સંભળાયો. મુસલમાનોએ જાણ્યું કે બીજા રસ્તેથી રોમનોનું બળવાન લશ્કર દમીશ્કના બચાવ અર્થે આવી પહોંચ્યું છે. બન્યું એમ કે એક રાત્રે જીવના જોખમે કીલ્લા ઉપરથી એક માણસ બહાર કુદયો અને મરતાં આખડતાં તે મુસ-લમાનોમાંથી બહાર સલામત નીકળી ગયો, તેણે અંતાકીયા જઇ કયસરને બધી સ્થીતી અને રોમનોના પરાજયની બીના સમજાવી. કયસર જોશમાં આવ્યો અને દમીશ્કના બચાવ માટે એક લાખનું લશ્કર મોકલના હુકમ કર્યો. લશ્કરને કહેવામાં આવ્યું મુસલમાનોને દમીશ્કમાંથી કાઢયા પછી પણ જ્યાં સુધા તેઓ ખ્રીસ્તનો ધર્મ કબુલ ન કરે ત્યાં સુધી અભયદાન આપવું નહી. વુરદાનની સરદારી નીચે આ નવું લશ્કર દમીશ્ક સુધી આવી પહોંચ્યું.

સાથે મુસલમાનોએ જાણ્યું કે બધું લશ્કર કીલ્લામાં પહોંચ્યું નથી હજુ કેટલુંક લશ્કર આવવું ચાલુ છે. મુસલમાનોએ આગળ વધી રોમનોને કીલ્લામાં જતા અટકાવવાની અબુ ઉબયદાની સુચના બહાલ રાખી. બે હજાર સવારો સાથે દરાર આગળ વધ્યા, અને રોમનોની વચ્ચે પડયા

દીવસના દશ વાગ્યાના શુમારે લડાઇ શરૂ થઇ. મુસલમાનો જેટલા અંશે સંખ્યામાં થોડા હતા તેટલાજ અંશે જુસ્સામાં વધારે હતા. સુરજ આથમ્યા અગાઉ દરારે પોતા પ્રાણુના સોગન ખાઈ જણાવ્યું "દુશ્મનોના મધ્ય ભાગમાં હુમલો કરૂં છું અને કાફરોની લાશોથી આવજાનો વ્યવહાર બંધ ન કરૂં ત્યાં સુધી પાછો ફરવાનો નથી." મધ્યમાં ઉડતા ખ્રીસ્તના ઝું।। ઉપર મ્હોંડાના છેલ્લા શબ્દો સાથે હુમલો કર્યો. ચુંટાએલા સાહસીક જવાનો સાથે હતા. વાવટાની રક્ષા પાછળ રોમનોએ લોહીની નીકો વહેવડાવી છતાં રક્ષા કરી શકયા નહી. સાહસીક દરાર આગળ વધતાજ ગયા અને જેના હાથમાં વાવટો હેતો તેનું માથું ભુમાતાના ગર્ભને અર્પણ કર્યું, તે પડયો અને વાવટો લઈ દરાર પોતાના લશ્કર તરફ વળ્યા. રોમનોએ બીજ-વાઇ યાહોમ હુમલો કર્યો. દરાર સખત ઘાયલ થયા અને હજારો દુશ્મનો વચ્ચે આ એક મુસલમાન બેશુદ્ધ બન્યો. બેભાનાવસ્થામાં રોમનોએ કેદ કર્યો. દરારને પકડાતા જોઇ મુસલમાનો મરણીયા થઈ લડયા, મર્યા, કપાયા—પણુ દરાર ન મળ્યા. મુસલમાનો નિરાશ દેખાયા, તેમની સંખ્યા ઘણી નજીવી હતી આ જોઇ રફીઅ બીન ઉમયરાએ ગુસલમાનોને સંબોધી કહેવા માંડયું

"આપણે જોયું કે દરાર કેદ થયા પરંતુ તમે દરાર માટે ન હોતા લડતા, જો નાહા તો યાદ રાખો કે ખુદા અને રસુલે પાકની રૂબરૂથી ન્હાસો છો. તે તમને જોઈ રહયો છે." રફીઅના બોધે પડતી દીવાલને ટેકો આપ્યો. રફીએ એક કાસદ ખાલીદ તરફ મોક-લ્યો અને પોતે રોમનો ઉપર હુમલો કર્યો આ હુમલો પણ નિષ્ફળ

ગયો. સખત ખુના મરકી અને ભોગ પછી મુસલમાનો પાછળ હઠતા હતા કે ખાલીદનું લશ્કલ આવી પહોંચ્યું અને તેઓએ સાંભળ્યું—

"શું કરો છો, સામે જુઓ. ફતેહ તમને આલીંગન કરે છે, તમને માન આપવાની ઈંતેજારીમાં છે."

મુસલમાનો અટકયા અને ખાલીદે બળવાન હુમલો કરી રોમનોને પાછળ ખસવાની ફરજ પાડી, ચોતરફ શોધ કર્યા છતાં પણ દરારનો પત્તો મળ્યો નહિ. અંતે ખબર મળી કે દરારને હમસ મોકલવામાં આવ્યા છે. ખાલીદે લડાઇનું સુકાન પોતાના હાથમાં લઇ સો સવાર સાથે રફીને હમસના માર્ગમાં દરારને બચાવી લેવા મોકલ્યા, રફીએ રસ્તામાંજ દરારને લઇ જતી ટુકડીને પકડી પાડી. લડાઇ થઇ પરંતુ રોમનો ટકી શકયા નહી. નાઠા અને રફી દરારને લઇ પાછા વળ્યા. દરારને પાછા આવ્યા જાણી ખાલીદનો જોશ વધુ થયો. સંધ્યા થઇ હતી. રોમનો લડાઇ બંધ કરવા આતુર હતા, પણ મુસલમાનોનો ધસારો તેવોજ ચાલુ હતો. અંધારૂં થતાં અગાઉ ખાલીદના જબરા હુમલા સામે ટકી રહેવામાં વુરદાન નિષ્ફળ નિવડયો. જખમીઓને પડતા મુકી બચેલા લશ્કર સાથે ન્હાસી છુટવામાંજ તેણે પોતાનું હિત માન્યું.

આ લડાઇમાં ૨૫,૦૦૦ મુસલમાનોએ કયસરના એક લાખ રોમનો અને તેના વુરદાન જેવા સેનાપતિને એકજ દિવસમાં હરાવ્યો,

સંખ્યાબંધ કેદીઓ, અસંખ્ય માલમતા અને અઢળક નાણું મુસલમાનોએ ગનીમતમાં મેળવ્યું. આ બધી દોલત અને કેદીઓને અમીરૂલ મુમેનીન તરફ મોકલી મુસલમાનોએ દમીશ્ક ઉપરનો ઘેરો પાછો ચાલુ રાખ્યો.

---

## પ્રકરણ એકવીસમું.

---

### પાણીમાં પ્રેમ.

---

વરસાદની રૂતુમાં ફીરાતનું પાણી જોશમાં છે. જ્યાં સુધી આંખના નુરની શકિત કામ કરતી ત્યાં સુધી માત્ર પાણીજ પાણી દેખાતું હતું. તે નદી નહોતી પણ એક દરીયો હતો. હવાના તુફાન સાથે પાણીના પહાડ ઉઠતા અને બેસતા. આ ભયાનક પાણીમાં ન્હાની હોડી બે માણસોને લઇ વ્હેતા પાણીની ધારામાં હવા અને ખુદાના આધાર ઉપર જતી હતી. બન્ને ચુપ છે પણ તેમની મુખાકૃતિ આનંદનો ભાસ આપે છે. પુરૂષના મ્હોંડા ઉપર હસવાની રેખા પડી. સ્ત્રી ગંભીર હતી તેણે હસીનો જવાબ હસવામાં આપ્યો નહિ.

"સંકટોની આ છેલ્લી સીમા છે. મેં તમને મોતના મ્હોડામાં મુકયાં છે. દરીયાનો કાંઠો, ભમરીનો બચાવ અને પર્વત જેવાં

મોજાંથી રક્ષા-એ બધું અશક્ય! જે વ્યક્તિએ દુનિયામાં અસંખ્ય સાહસ ખેડવાનાં હતાં, જેણે જીંદગીની અનેકાનેક ગુંચવણો ઉકેલવાની હતી, અને સંખ્યાબંધ ઘટનાઓનો અનુભવ મેળવવાનો હતો, તે મારા કારણે વ્યર્થ બરબાદ થાય છે. ઘેલછામાં ગરક હતી, વિચારોમાં મસ્ત હતી, આવેશમાં આવી કુદી પડી બુદ્ધીને બાજુએ મુકી પાછળ પડવાનું પ્રયોજન શું? આ અનાયાસ ઘટના અને અજાયબીભર્યો પ્રસંગ હતો. અંધારી રાતમાં આ હોડી અમને ઉગારવા મલી આવી. હજુ પણ જે આગળ આવવાનું છે તે પ્રત્યક્ષ દેખાય છે. મારી છેવટની અને અંતિમ અભિલાષા તમને જગતમાં જીવતા મુકી તમારી સામે મરણ વશ થવાની ઇચ્છા.................."

છેલ્લો શબ્દ મ્હોંમાં રાખી સલમુનીયા નદીમાં કુદકો મારે તે અગાઉ પુરૂષે કોમળ હાથ પકડતાં કહ્યું—

"જે શકિતએ અત્યાર સુધીના બનાવોમાં, અંધકારમાં પ્રકાશ દીવસ પછી રાત બની પોતાનું કામ કર્યું છે, મરણથી ઉગાર્યા, પાપથી બચાવ્યા અને આફતમાં રક્ષણ કર્યું, ભવિષ્યમાં તેજ અદ્રશ્ય શકિત પોતાના ચમત્કાર દેખાડશે. પ્રયત્ન આપણો અને ભરૂસો તેનો, હીમ્મત આપણી અને સફળતા તેના કબજાની." તે પુરૂષે થોડુંક થોભી આગળ ચલાવ્યું. "શાહઝાદી! પ્રાણ અને આત્માનો નાશ કરનારા પાણીમાં પડવાની ભુલ નહોતી!—મારી ફરજ હતી. પ્રેમનો જે રંગ, માયાનું જે ચિત્ર અને મર્યાદાનો જે નમુનો—આ ચંદ્રવદને, આ કરકમળે, બતાવ્યો તે પ્રેમ જગતમાં અદ્વિતીય છે."

"કેવો પ્રેમ ?" સલમુનીયા બોલી "ભ્રમ થયો છે. મેં જે જે કર્યું તે મનુષ્ય તરીકેના ગુણુને લઇ. બુદ્ધિ અને પ્રેમનો સંબંધ ? પ્રેમ કોનો ? તમારો ?"

"ભ્રમ નહી!" પુરૂષે કહયું "ભુલ, ખતા, અપરાધ શાહ-ઝાદી નારાજ ન થાઓ."

ખુલ્લો દીવસ હતો, બન્ને એકબીજાથી દુર પણ એકબીજાને જોઇ રહયા હતા. શીતળ હવાનો પ્રવાહ ચાલ્યો, આકાશ ઉપર અંધારી વાદળી આવી, સુરજ ઘેરાયો, અંધારૂં થયું અને વરસાદનું ઝાપટું આવ્યું. હવા વધી. પાણી ઉછળવા માંડયું અને તુફાન-તુફાન થઇ રહયું. પુરૂષે હલેસાં મારવાનું બંધ કર્યું. પાણીમાં પલળતી અને વરસાદનાં ટીપાંને હરખાવતી શાહઝાદીનો પુરૂષે હાથ પકડયો. તેણે કહયું "બ્હીવાનું નથી, ભાવિપર વિશ્વાસ રાખો. તુટીની બુટી નથી અને જીંદગી છે તો કોઇ મારનાર નથી" હવા-સખત હતી તુફાને વરસોનાં જુનાં ઝાડ મુળમાંથી ઉખેડી નાખ્યાં, પાણીમાં વ્હેતાં કર્યાં, પણ કુદરત—સલમુનીયાની નનકડી નાવ ઉછળતી આછળતી અને કુદકા મારતી, હવાના ઝપાટા સાથે કીનારા પાસે જઇ પહોંચી. હવાનો પ્રવાહ અટકયો, વરસાદનો વેગ થોભ્યો અને પાણીના ઉછાળા સમ્યા. ધરાનો આશરો લઇ પુરૂષ, શાહઝાદીને કીનારે લાવ્યો. ચોદિશ નજર ફેરવી પણ જંગલ બયાબાન. સ્હાંજ નજીક હતી બન્ને ચાલ્યાં અને કયાં ગયાં તે આપણે નથી જાણતા.

——:():——

# પ્રકરણ બાવીસમું.

---

## બહાદુર અરબ બાનુઓ.

---

પરદયે દુનીયાનું અવલોકન કરતો કંટાળેલો આફતાબ અસ્તાચળે અદ્રસ્ય થયો. પરંતુ આજે તેણે દમીશ્કની ભુમી ઉપર જોયેલો બનાવ મનુષ્ય બુદ્ધિ કળી શકે તેવો નથી. રાત ગઇ પરોઢીયું થયું, અઝાન દેવાઈ, નમાઝ પઢાઇ. દુઆ મગાઇ અને ખાલીદે ખુતબો કહયો.

"દમીશ્કના ઘેરાને એક મહીનો વીતી ગયો, આ લડાઈમાં તમે બતાવેલી બહાદુરી અકથનીય છે. છતાં હજુ એક સખત કુરબાનીની જરૂર છે. તે કુરબાની આપવામાં ન આવે ત્યાં સુધી વિજયનો વિચાર વટીક પણ થઇ શકે નહી, કીલ્લાની પાસે આવેલી ખાઇ જોતાં તે પસાર કરી પાછા ફરવું રહેલ નથી, પરંતુ ખાઇમાં પડતી કીલ્લાની ખડકી તોડવાની પ્રથમ જરૂર છે. ત્યાં જવા માટે પાણીમાં પડનાર જીવતો ન રહી શકે. મુસલમાનોએ બતાવવાનું છે, કે શુદ્ધ સત્ય માટે એ કેટલી કુરબાની આપી શકે છે. લાશોના ઢગલા મારો અને દમીશ્કમાં દાખલ થઇ, અઝાનના અવાજથી તે ભાગ્યશાળી ભુમિના પુણ્ય પ્રતાપી ધામની પવિત્રતા સુરક્ષિત રાખવાનો માર્ગ તઇયાર કરો."

*   *   *   *

ઓ: ! આજના મુસલમાનો— ચૌદમી સદીના મુસલમાનો—કાનમાં અછડતી અને નજીવી બહાદુરીની વાતથી ઉકળાઇ જનારા અને દાદ આપવામાં દીવાના બનનારા, સાધારણ ઘટના ઉપર માથાં ધુણાવનારા, સામાન્ય સાહસ ઉપર વખાણનાં પુલ બાંધનારા દીનદારો! આંખો ઉઘાડો, કાંન ખોલો અને સાંભળો! તે સાલારે ફોજે ઈસ્લામીયા—મુસ્લીમ સેનાના સેનાપતિનો ખુતબો પૂરો પણ નહોતો થયો કે યુનુસ બીન સુલેમાન બીસ્મીલ્લાહ બોલી ઘોડા ઉપર ચઢયા, એડ મારી અને અનગળ પાણીમાં. ઘોડો તમ્મર ખાઇ પડયો અને સવાર કુદકો મારી બારીએ બાઝયો. પણ લોખંડનાં કમાડ અને મજબુત તાળું. કમંદનાં દોરડાં ફેંકવામાં આવ્યાં પણ પ્રયાસ બધો વ્યર્થ. પાછળથી જણાયું કે તે શહેરમાં જવાનો રસ્તો નહોતો પણ ત્યાંજ એક ભોંયરૂં હતું.

મુસલમાનોને આ ગુંચવણમાં ગુંચવાયેલા જોઇ રોમનો દરવાજો ઉઘાડી બહાર આવ્યા દુશ્મનના લશ્કરને બહાર નીકળતું જોઇ ખાલીદ ચેત્યા અને લડાઇ શરૂ થઇ. ખાલીદને મેદાનમાં જોઇ રોમનો કંપ્યા અને કીલ્લામાં પાછા ભરાઇ દરવાજો બંધ કર્યો.

ઘડી ઘડીની ખબરો કયસરને પહોંચતી હતી. રોમનોની છેલ્લી હારથી તે ઘણો ઉશ્કેરાયો. તેણે ૭૦ હજાર મરણીયા શુરવીર જવાનોને ચુંટયા. સીપાહીઓએ સોગન ખાધા કે મોત વગર તેમને મેદાદાનમાંથી કોઈ હટાવી શકશે નહી. નવું લશ્કર દમીશ્ક આવવા ઉપડયું ખાલીદને પણ તેની ખબર મળી. નવા લશ્કર સાથની લડાઇ સંબંધી

મશવેરા પછી નક્કી થયું, કે દમીશ્ક ઉપરનો ઘેરો ઉઠાવી લેવો અને અજનાદીન ખાતે દુશ્મનને અટકાવી કેસરીયાં કરવાં. મુસ્લીમ લશ્કરની ગણત્રી કરતાં દુશ્મનથી ઘણી ન્હાની સંખ્યા જણાઇ. આ ઉપરથી જુદા જુદા સેનાપતીઓને ખબર અપવામાં આવી કે-

"દુશ્મનના બહોળા લશ્કરના મુકાબલા માટે અમે અજનાદીન તરફ ઉપડી ગયા છીએ. યુનાની અને રોમનોથી ગોઠવાયેલા સીતેર હજાર બળવાન સીપાહોનું લશ્કર અમારી સામે છે. જેમ બને તેમ તાકીદથી અમારી મદદે આવો. જે ન આવી શકતા હોય તેઓએ અમારી જીત માટે દુઆ કરવી."

ખાલીદ આગળ અને અબુ ઉબયદાની ટુકડી પાછળ હતી. શુદ્ધ અંતઃકરણવાળા સત્યના ઉપાસકો દમીશ્કનો ઘેરો ઉઠાવી આગળ ચાલ્યા.

દમીશ્કના દરવાજા બંધ હતા પરંતુ મુસલમાનોની હીલચાલ પર શહેરીઓની ારીક દેખ રેખ હતી. મુસલમાનોએ ઘેરો ઉઠાવ્યા પછી પીટર અને પોલ નામના રોમન સરદારો પંદર હજાર સીપાહીઓ લઇ મુસલમાનોના પાછલા ભાગ ઉપર તુટી પડયા. મુસલમાનોનું બળવાન લશ્કર આગળ હતું અને પાછલા ભાગમાં સ્ત્રીઓ સાથે સરંજામ હતો જે પુરૂષો હતા તે અસાવધાામાં માર્યા ગયા, સ્ત્રીઓ કેદી થઇ અને સરંજામ લુટવામાં આવ્યા. આગલા ભાગમાં ખબર પડતાં મુસલમાનો પલટયા અને પીટર તથા પોલ ખાલીદને આવતા જોઇ કેદી સ્ત્રીઓ અને સરંજામ લઇ નાઠા. ખાલીદના

લશ્કરે પોલને પકડી પાડયો ઝપાઝપી શરૂ થઇ પોલ ઘાયલ થઇ પટ-કાઇ પડયો અને સીપાહો માર્યા ગયા. પોલને કેદ કરવામાં આવ્યો. સ્ત્રીઓ પીટરના કબ્જામાં હોવાની અરબોને ખબર પડતાં તેમનું લોહી તપી આવ્યું.

પીટર સખત તાપમાં ભય અને ત્રાસથી ન્હાસતાં ન્હાસતા થાકી જવાને સબબે શહેરની નજીકના એક બાગમાં થોભ્યો તેણે માલ અને કેદી સ્ત્રીઓના ભાગલા પાડયા.

ઇસ્લામી ઈતિહાસમાં સોનેરી અક્ષરે નામ લખાવનારી દરારની બ્હેન કાયલા પણ આ કેદી સ્ત્રીઓમાં હતાં. તેણીએ કેદથી નહી કંટાળતાં પોતાની બ્હેનોને હીમ્મત આપતાં કહયું.

"હમયાઝ અને હમદર કોમની બહાદુર બાનુઓ! ગભરામણ તમને શોભા આપતી નથી. જેમની તમે ઓલાદ છો, તેમનાં નામ હજુ દુનીયા ભુલી નથી! આપણે અરબ વીરોના વંશમાં છીએ. આ જંગલીઓને આપણે બતાવી આપવાનું છે કે બહાદુરી માત્ર પુરૂષો માટેજ નથી, તે અમારા ઘરની ચાકર છે. આપણે મહમ્મદ (સ.) ની ઉમ્મત છીએ. આ મુશરીકોને આપણે બતાવી દઇશું કે ઇસ્લામનું બળ પુરૂષોમાંજ નથી સમાએલું પણ તેમની સ્ત્રીઓ અને બાળકોનાં અંતઃકરણ પણ ઇસ્લામના નુરાની બળથી રોશન છે. અરબથી નીકળી ઇરાક, ઇરાન અને શામમાં ઇસ્લામનાં કીરણો ફેલાવનારૂં લોહી અમારામાં પણ વહી રહયુ છે. જે કલમામાં શીરાતનું પાણી અને બસરાની દીવારો તમારો સહયોગ કરે છે, તેજ કલમો

તમારૂં નીત્યકર્મ છે. હું જાણું છું કે તમારી પાસે હથીયાર નથી પણ શુદ્ધ અંતઃકરણ છે. તંબુની વળી અને એમાના વાંસ તમારા હાથમાં આવતાં ગુરજ-ગદા બનશે. તમારી પાસે આવનાર પુરૂષને જહન્નમમાં પહોંચાડો અથવા તમે પોતે શીયળ ઉપર કુરબાન થાઓ નહી ત્યાં સુધી તે પીશાચોને તમારૂં મ્હોં જોવાની તક આપશો નહી. ”

“ખુદા આપણી મદદ કરે છે, ફિરશ્તા આપણા પક્ષમાં છે, માત્ર હીમ્મતની વાર છે. રોમનોએ અરબ સતીત્વને અભડાવ્યું એવું આ દુનીયામાં કહેવાય નહી, એજ તમારી જીંદગીનું સાર્થક છે. કોમ ઉપર તમોએ કાળો ડાઘ લગાડવો નહી અને મુશરીકો આગળ મુસલમાનોને શરમાવું પડે એવો સમય આવતા પહેલાં મરી જવાની તમારી ફરજ છે. આવો! આપણે ગળે મળી પ્રાર્થના કરીયે —ખુદાયા! તારા હબીબનો કલમો ભણનારી આ અબળાઓ પોતાની શીયળ-મર્યાદા ઉપર કુરબાન થઇ, તારા દરબારમાં હાજર થાય છે, તુ તેણીઓની મદદ કર.”

અરબની આ બહાદુર બાળાઓ ગોળાકાર વ્યુહમાં ગોઠવાઇ અને તોહીદના ગર્જનાથી ભુમંડળ ગજાવવા માંડયું. એક યુનાની સીપાહી તેણીઓને જોવા આગળ આવ્યો. કાયલા આગળ હતાં, વાંસના એક ફટકામાં માથું ફોડી તેને ભોંય સરસો કર્યો. તેના બુમરાણથી બીજા સીપાહીયો દોડયા. પીટરને ખબર થતાં તે પણ આવ્યો અને સમજાવવા, લલચાવવા પટાવવા લાગ્યો. ઉશકેરાયેલી કાયલાએ

પોતાના હાથમાંની વળીનો મજબુત ફટકો મારી ઘાયલ કર્યો. તેણે ક્રોધના આવેશમાં સ્ત્રીઓને કતલ કરવાનો હુકમ આપ્યો. નિર્દય, નરધમ, જંગલી રોમનો મ્યાનમાંથી તરવાર તાણવા નહોતા પામ્યા કે પાછળથી મુસલમાનો આવી પહોંચ્યા. પીટરે હવે ઉંચા સાદે કહેવા માંડયું "બાનુઓ અમે તમારી બહાદુરીની કદર કરીએ છીએ તમે મુકત છો અને તમારા લશ્કરમાં જઇ શકો છો."

પીટરે આગળ ન્હાસવાનો વિચાર કર્યો. કાયલાએ ઘોડા ઉપર વળીનો ઘા કર્યો. ઘોડો અને સવાર બન્ને જમીનપર પટકાઇ પડયા. મુસલમાનો હવે માથા ઉપરજ હતા. દરારે ભાલો મારી જમીનમાં સુવાડયો અને બીજા હાથે માથું કાપી ભાલા ઉપર ઉઠાવી લીધું. પીટરનું માથું ભાલા ઉપર જોઇ રોમનો મુસલમાનો ઉપર તુટી પડયા સખત લડાઇ થઇ અને અંતે ખ્રીસ્તીઓ મોટી ખુવારી પછી ન્હાસી છુટયા. મુસલમાનો બેફીકરીથી પાછા ફરી અજનાદીન તરફ રવાના થયા.

અજનાદીનમાં સીતેર હજાર રોમનો છાવણી નાખી પડયા હતા. રોમન શહનશાહના વિશાળ તંબુ ઉપર ચઢાવવામાં આવેલો સોનેરી કળશ દુર દુરથી ચળકાટ મારી જોનારની આંખો આંજતો હતો. આખું લશ્કર કીમતી પોશાકો અને હથીયારોથી સજ્જેલું હતું. રોમનોનો ડોળ દમામ જોઇ મુસલમાનો અજાયબીમાં પરવરદિગારની પ્રાર્થનામાં પડયા. ખાલીદે તેમને ખાત્રી આપી કે આ છેલ્લી લડાઇ છે. જો આ લડાઇમાં દુશ્મનનો પરાજય થયો તો આગળ તમારી તરફ કોઇ આંખ ઉઠાવીને પણ જોનાર નથી.

ત્રણ દીવસ સુધી બન્ને લશ્કર એક બીજાની સામે પડાવ નાંખી પડયાં હતાં. ચોથા દીવસે એક લશ્કર આવતું દુરથી દેખાયું. આ લશ્કર મુસલમાનોનું હતું અને ખાલીદની માગણી પ્રમાણે મુસલમાનોની મદદે આવ્યુ હતું નવા લશ્કરમાં અપાર ઉત્સાહ હતો. રાત કાપવી તેમને માથું આપવા જેટલી સખત હતી. તેઓએ તરતજ લડાઇ કરવાની માગણી કરી. ખાલીદે મહા મુશ્કેલીએ તેમને રાતની રાત આરામ કરી સ્વસ્થ થવા સમજાવ્યા. લાંબી ઇન્તેજારી પછી રાતે સ્હવારનું રૂપ લીધું. સ્હવાર થતાં મુસલમાનો હથીયાર બાંધી મેદાનમાં આવવા માંડયા. ખાલીદે લશ્કરની સરદારી લીધી. સફો સમારી અને હુમલાની ગોઠવણ કરી.

આ જગ જાહેર લડાઈમાં અરબની વીર બાનુઓએ પુરતો ફાળો આપ્યો હતો હથીયાર બાંધી અરબ વીર અબળાઓ પુરૂષોને પડખે ઉભી રહેવા કાયલા અને ગરીરાની સરદારીમાં તઇયાર થઇ. ખાલીદે બાનુઓની ફોજના બે ભાગ પાડયા અને તેણીઓને સુચના આપી કેઃ—

"પોતાની રક્ષા કરવાની તમારી પહેલી ફરજ છે, સાથેજ તમને હુકમ કરવામાં આવે છે કે મેદાનમાંથી કાયર થઇ જે મુસલમાન પાછો આવે તેને જીવતો જવા દેવો નહી, એ તમારી બીજી અગત્યની ફરજ છે."

બન્ને લશ્કરો મેદાનમાં સફો સમારી ઉભાં રહયાં. ખાલીદ પોતાને ઘોડો કુદાવી વચ્ચે આવ્યા. રોમનોમાંથી એક વૃદ્ધ તેમની

પાસે આવ્યો અને લડાઇ નહી કરતાં પાછા જવાનો બોધ આપવા માંડયો. દરેક મુસલમાનને પોશાક સાથે એકેક સોના મહોર અને ખાલીદને ૧૦૦ પોશાક સાથે ૧૦૦ સોના મહોર આપવાની ઇચ્છા બતાવી લડાઇ નહી કરતાં પાછા ફરવા સમજાવવા પ્રયત્ન કરવા માંડયો. ખાલીદે તેની બધી કથા સાંભળી જવાબ આપ્યો—

"લડાઇનો મદાર ન્હાની મોટી સંખ્યા ઉપર ન!, સત્ય અને અસત્ય ઉપર છે. ઈસલામની ફતેહનુ ખુદા અને તેના હબીબનું અટલ વચન છે. અમારા પાછા જવાની ત્રણ શરતો છે. પ્રથમ મુસલમાન થાઓ જો મુસલમાન થવા મરજી ન હોય તો જઝીયો આપી રક્ષણ મેળવો જો એ બેમાંનો કોઇ એક વાત કબુલ નહોય તો હથીઆર બાંધી મેદાનમાં આવવું, તરવાર બન્નેનો ફેંસલો કરવા સમર્થ છે."

વૃદ્ધ પાછો ગયો. મુસલમાનો લડાઇ માટે બેતાબ હતા પરંતુ પરંતુ બપોર ઢળ્યા અગાઉ હથીયાર નહી વાપરવાનો ખાલીદે હુકમ આપ્યો. દુશ્મનો તરફથી તીર વરસવા માંડયાં. કેટલાક મુસલમાનો શહીદ થયા પણ કોઇએ હથીયાર ઉઠાવ્યાં નહી. બપોર પછી દરાર અને યુનુસે ખાલીદને અરજ કરી કે મુસલમાનો શહીદ થતા જાય છે. બપોર ઢળી ગઇ છે અને હુમલાની પરવાનગી આપો. વખત થતાં ખાલીદનો હુકમ મલ્યો. દરાર અને યુનુસ પોતાના રીસાલા સાથે રોમનો ઉપર તુટી પડયા. રોમનોની સંખ્યા અતિ ઘણી હોવાથી કશીએ મચક આપી નહી. મુસલમાનોનો પક્ષ કમજોર દેખાતાં તાજા

ઇસ્લામી સવારો તેમની મદદે દોડયા. હાથો હાથની લડાઇ થવા માંડી. મેદાનમાં રંગ જામ્યો અને બન્ને તરફ લોહીની નદીઓ વ્હેવા માંડી. એટલામાં રોમન લશકરમાંથી એક માણસે વચલા ખુલ્લા મેદાનમાં આવી મુસલમાનોના સેનાપતીને મળવાની માંગણી કરી ખાલીદ ઘોડો કુદાવી તેની આગળ આવ્યા, અને બરછી ઉગામી. તેણે કહ્યું, હું લડવા નથી આવ્યો પણ એક પેગામ લઇને આવ્યો છું. મારો ભેદ છુપાવી અભય વચન આપો તો બધી ખરી હકીકત કહું. આ કાસદનું નામ ડેવીડ હતું. ખાલીદે અભય વચન આપ્યું. તે પછી તેણે બોલવા માંડયું—

"રોમન લશ્કરના સેનાપતિ વુરદાને મને મોકલ્યો છે. તેણે કહેવા માંડયું છે કે અત્યારે લડાઇ બંધ કરો અને સવારના વુર-દાન સાથે મળો." ડેવીડ અચકયો પણ મન મજબુત કરી ફરી બોલ્યો. "તે સખત કાવત્રાંબાજ છે, તે નિર્દય અને ક્રુર છે. તેણે એવી ગોઠવણ કરી છે કે મુલાકાત વખતે દશ માણસો સંતાયલા રહેશે અને તેજ વખતે તમને કતલ કરવામાં આવશે." ખાલીદે તે જગ્યા અને મારા સંતાડી રાખવાનું ઠેકાણું જાણી જવાબ આપ્યો—

"જાઓ કહો લડાઇ બંધ રહેશે અને મુલાકાત મંજુર છે."



# પ્રકરણ ત્રેવીસમું.

——(૦)——

## શુદ્ધ પ્રેમ કે સાહસ!



"બનેલા બનાવો ઉપર પ્રથમથી ન્યાયવૃત્તિને લઇ જો હું વિચાર કરવા બેસું તો મારી આંખોએ જોએલાં પરિવર્તન એટલાં વિશાળ છે કે મારૂં જીવતર કનિષ્ટમાં કનિષ્ટ આચારનું એક નીચ પ્રતિબિંબ છે. મોતે ખુણા ખુણામાં મને શોધ્યો, જંગલે જંગલ ખોળ્યો, વીજલી બની પડી અને વાદળ બની ગર્જાવ્યો, પરંતુ જીંદગી હતી કે બચ્યો અને સહન કરવાનું હતું તે સહયું, આ કોમળ હાથમાં ભુમિ ખણતો પાવડો જોતાં આંખો કાં ન ફુટી ગઇ! નદી કિનારે નિરાશાના શબ્દો સાંભળતાં આ કાન કાં ફાટી ન ગયા! આ ચંદ્રમુખી અને ફુલ જેવું શરીર, માત્ર મારા—એક મારા સબબે કેવાં સંકટોમાં ફસી. જેલખાનાનું દુઃખ વેઠયું, જંગલ બીયાબાનની ઠોકરો તેણે ખાધી. તુફાનની થપડો તેણે સહનકરી, ખુદા ખુદા કરીને આજે નિરાંતની ઘડી મળી છે, પણ કોણ જાણે છે કે તે કેટલા પળવારની છે. શાહજાદી! પવિત્ર ચરણોમાં પડવા આતુર છું."

સલમુનીયાના મ્હોડા ઉપર આનંદની રેખા હતી. તેણી ચુપ

હતી. તે પુરૂષ આગળ વધ્યો અને તેણીના કોમળ હાથ પોતાના હાથમાં લઇ બોલ્યો—

"મલેકા આજનો વખત ભાગ્યશાળી અને પ્રસંગ અમૃત સમાન છે. મુસીબત શોધમાં અને ક્રાંતિ માથા ઉપર છે આફતાબ અસ્ત થાય છે અને દમીશ્ક ૭ ગાઉ દુર છે આપણે સુર્યોદયથી પહેલાં પહોંચવું છે. ઘોડા ઉપર સવાર થાઓ અને ચાલો.'

સલમુનીયા—" મને અજાયબી લાગે છે કે મારા ઓઠામાં તમે એકેક કરીને સંકટોનુ આખું આખ્યાન વાંચી ગયા. મને દરેક દુઃખ આનંદ અને દરેક સંકટ રાહતરૂ જણાતી રહી છે. સુરંગના પથરા ફુલ જેવા અને કેદની સખતાઈ અતિ સુખ આપતી હતી. સાહેલી બની હવાની લ્હેરો મારી સાથે રમતી, ગુલામ બનીન તુફાન આળોટતો. અલબત મારા સબબે તમે સખતમાં સખત દુઃખ વેઠયાં છે. હું શરમીંદા છું, લજ્જીત છું અને પ્રયત્ન કરીશ કે ભવિષ્યમાં તમને સહન કવું પડે નહી."

સલમુનીયા ઉભી થઇ અને ચાલવા માંડી. પુરૂષ તેની પાછળ ચાલ્યો. થોડું ચાલ્યા પછી તેની આંખો આંસુથી ભીંજાઇ, તે રડવા લાગ્યો અને સામે આવી બોલ્યો—

"શાહઝાદી, આ સીતમ મને પુરો કરશે, મારો આત્મા નીકળી જશે, મારો શ્વાસ બંધ થશે. હું તારા કદમોના શરણ છું દયા કર! દયા કર!! સજાના અધિકારી–નહીં–દયાને પાત્ર છુ.!"

પાસે આવી શાહજાદીનો હાથ પકડયો, આંખે લગાવ્યો અને માથે મુકયો. સલમુનીયા એ મ્હોડું ફેરવી લીધું, તેણી મનમાં હસી અને બોલી—"સારૂં, ચાલો ! અંધારૂં થયું પણ હવા શીતળ છે. નીરાંતનો સમય છે. આ ઉદ્યાન મનહર છે છતાં ઇબરતની જગ્યા અને ધડો લેવાનું સ્થાન છે, મોટા મોટા તાજદારોનો વૈભવ અને નિડર યોધ્ધાઓનું શુરાતન અહીયાં પોઢેલું છે. જોવાની શકિતવાળી આંખો આનંદ મેળવી કંઇક કહે છે. અને સમજવાની શકિતવાળાં હૃદય મોજમાં કંઇક બોલે છે. માળામાં બેઠેલાં પક્ષિઓ સુર્યાસ્તનું ગાન નહી પણ માટીમાં મળેલા મહારાજ્યો ઉપર રૂદન કરે છે.

બન્ને ઘોડા ઉડાવતા આગળ વધ્યા. દમીશ્કના કીલ્લા ઉપર તેમને દુરથી રોશની દેખાઇ. કીલ્લાની પાસે તારાના ઝાંખા ચળકાટમાં તેઓએ જોયું કે એક સવાર અને બીજાના માથા ઉપર પેટી છે. બન્ને અટકયા. પુછયું "કોણ?" સલમુનીયાએ કડકાઇથી જવાબ વાળ્યો "તમે કોણ છો.?"

જવાબ— "તારી શોધમાં હેરાન પરેશાન થઇ ખુણે ખુણો તપાસ્યો. તું અહીયાં મોજ કરે છે અને આ તારો તેજ કમનસીબ સોબતી.?"

વુરદાનના સોબતીએ પેટી નીચે મુકી અને પુરૂષ ઉપર હુમલો કર્યો. સવાર બચ્યો પણ ઘોડો ઘાયલ થતા સવાર સાથે નીચે પડયો ખુનીને આગળ વધી તેણે બે જાન કર્યો. આ બનાવ જોઇ વુરદાન

ઉશકેરાઇ નીચે કુદયો. બન્નેમાં જીવ સટો સટનું યુધ્ધ થવા માંડયું સલમુનીયાના સોબતીએ વુરદાનને જમીનમાં પછાડયો અને કતલ કરવા જતો હતો, તેટલામાં સલમુનીયાએ કહ્યું—

"આ પેટીમાંથી અવાજ સંભળાય છે તેમાં કોઇ મનુષ્ય જણાય છે."

સોબતી—"પ્રથમ તેનીજ ખબર લેવી જોઇએ."

વુરદાનને ઝાડ સાથે બાંધવામાં આવ્યો. પેટી ખોલતાં જણાયું કે ફીલોસ તેમાં બેભાન પડયો છે અને સખ્ત ઘાયલ છે. બાપની આ દશા જોઇ સલમુનીયાથી સહન થયું નહીં. પેટી નહેર પાસે મુકી પાણીના છાંટાં નાંખ્યા. તે સખ્ત ઘાયલ હતો. હાથ મ્હોં ધોવાડતાં તે સ્હેજ શુધ્ધિમાં આવ્યો અને બોલ્યો

"વુરદાને મને બોલાવી, દગાથી સખ્ત ઘાયલ કર્યો છે અને દમીશ્કમાં પોતાનો પાપ પ્રપંચ છુપાવવાના હેતુથી મને દાટવા લઇ જાય છે."

આ દુઃખ અને મુઝવણમાં બન્ને વુરદાનને ભુલી ગયા અને બાપના તાબુતને લઇ શહેરમાં દાખલ થયા. છુટા પડતાં, તારાના ઝાંખા પ્રકાશમાં સોબતી બોલ્યો "જલદીથીજ પાછો મળીશ."



# પ્રકરણ ચોવીસમું.

——:(૦):——

## પ્રપંચ જાળનાં પંખેરૂ.

——:(૦):——

આંખને આંજી નાખનારાં ઝવેરાતના આભુષણો સજી વુરદાનના નામે પોલ ખુરશી ઉપર બેઠેલો છે અને ખાલીદ સાદાં સફેદ કપડાં પહેરી સામે ઉભા છે. ચડ ઉતરની વાતો થાય છે. ખાલીદની કતલ માટે ગોઠવવામાં આવેલા દશ મારાને પરલોક પહોંચાડી તેમની જગ્યા મુસલમાનોએ લીધી હતી. પોલ ચીપી ચીપીને ઉશકેરણી કરનારા શબ્દો વાપરતો હતો. પોલ ઉશકેરાયેલો અને ખાલીદમાં ગંભીર શાંતિ હતી. પોલે કરડાકીમાં કહ્યું—

"મુસલમાનો મનુષ્ય નહી પણ જંગલી બહારવટીયા છે. જેને સુખી જોયો તેની ઉપર તુટી પડયા, એજ તમારો ધંધો છે. તમને ખબર નથી કે અમે અમીરજ નહી બહાદુર પણ છીએ. તમે બચી જાઓ એ અસંભવ છે. તમારાં ધડ આ મેદાનમાંજ પડશે અને ખાત્રી રાખો કે કબર પણ મળશે નહી."

"અમે?" ગંભીરાઇથી ખાલીદે કહ્યું "શુદ્ધ સત્ય ફેલાવનારા અને અધર્મીઓને ધર્મ તરફ દેનારા છીએ, તમને મનમાનતો અર્થ

કરવાનો અધીકાર છે. તમે દોલતમંદ છો એ વાત ખરી પણ અમને દોલતની તમા નથી. બહાદુરીની પરીક્ષા રણભુમિમાં થશે તેનો ફડચો તરવાર કરશે."

પાલે અહંકાર અને અભિમાનની લવારી ચલાવી ખાલીદે ઇસ્લામની દાવત આપી, તે ચીરડાયો અને ખાલીદે જવાબ આપ્યો.

"તલવારજ બધી બાબતોનો ફડચો કરશે."

ગુસ્સાથી પગ અફાળતો અને ફુંફાટા મારતો પાલ ઉભો થયો તે મારાઓની વાટ જોતો થોભ્યો અને બોલ્યો—

"તારા જેવો મગરૂર ઝાલીમ અને નિર્દય જંગલી જીવતો જઇ શકતો નથી." પણ કોઇ આવ્યું નહી, તેણે ઉશ્કેરાયેલા અવાજે બુમ મારી. "જો મારા સીપાહો તને સવાદ ચખાડે છે." આજુ બાજુથી ખંજરધારી દશ માણસો નીકળ્યા, પોલે ગરદન ફેરવી. બીજી પળે તેનું માથુ ધડથી છુટું પડયું અને ભાલાપર ઉઠાવી રોમન લશ્કર તરફ ફેંકવામાં આવ્યું. રોમનો ખાલીદના બદલામાં પોલનું માથું જોઇ વિસ્મય પામ્યા, અકળાયા, ગભરાયા અને વુરદાનને ખબર પહોંચાડી.

ખાલીદે લશકરમાં આવી હુમલાનો હુકમ આપ્યો. શામના ભવિષ્યનો ફેસલો કરનારી આ છેલ્લી લડાઇ હતી મુસલમાનોએ મરવાનો, પણ નહી ડરવાનો નિશ્ચય કર્યો હતો આગળ

મુશરીકોના હાથે શહાદત અને જન્નતની આશા, પાછળ સ્ત્રીઓની તરવાર અને નર્કનો ભય. તેમને મર્યા કે જીત્યા વગર આરોજ નહોતો. શામ, રોમન સામ્રાજ્યનો એક ભાગ હતો. પ્રજામાં લડવાનો ઉત્સાહ ઝાઝો નહોતો. રોમનો દુરના અને વૈભવના ઉપાસકો હતા. પોતાના વૈભવની લાલસામાં ખુબ લડયા, દીવસ આખો કેસરીયાં કર્યાં અને વીરતાનાં પરાક્રમો બતાવ્યાં. અસ્તાચળ અગાઉ જ્યાંસુધી નજર જોઇ શકતી લોહી અને લાશો વગર કશું દેખાતું નહોતું. સુર્ય અસ્ત થતાં રોમનોના પગ ઉખડયા. દમીશ્ક, અનતાકીયા અને કયસરીયાનો રસ્તો લીધે. મેદાન મુસલમાનોના હાથમાં હતું અઢળક દોલત અને અસખ્ય કેદીઓ મુસલમાનોના હાથમાં હતા. સવાર થઇ ખાલીદે મુસલમાનોને કહ્યું. "ખરી લડાઇ દમીશ્કની છે માલનો ભાગ દમીશ્ક જીત્યા પહેલાં વ્હેંચાશે નહિ. દમીશ્કનો વિજ્ય, ગનીમત પોતાના હાથે વ્હેંચશે."

અબ્દુલ રહેમાનને આ જીતની વધામણી લઇ અમીરૂલ મુમેનીન પાસે મોકલવામાં આવ્યા. મદીનાવાસીઓ ફતેહના સમાચાર સાંભળી આનંદ પામ્યા અને ખુદાના દરબારમાં આભારના સીજદા કરી શુકરાના મોકલ્યા.

સમય બદલાયો હતો. અરબનાં રજકણોમાંથી પણ હવે તો મરવાનો કે ઇસ્લામનો ફેલાવો કરવાનો અવાજ આવતો હતો. મકકાવાસીઓએ અમીરૂલ મુમેનીનની સેવામાં હાજર થઇ અરજ કરી—

"યા અમીરૂલ મુમેનીન! અમને પણ શામના સંગ્રામમાં મોકલો."

ખલીફાએ મુસ્લીમ કાઉન્સીલ ભરી. હા. ઉમર ફારૂક (ર.) વીરૂધ પડયા અને તેમને લડાઇના મેદાનમાં નહી મોકલવાનો ફડચો થયો. આથી મકકાવાસીઓ નિરાશ ન થયા. તેઓએ સલાહ કરી અબુ સુફીયાનને પોતાના પ્રતિનિધિ બનાવી ખલીફતુલ મુસ્લેમીન પાસે ફરી અરજ કરવા મોકલ્યા.

અબુ સુફીયાને ખલીફતુલ મુસ્લેમીનની પાછળ સવારની બંદગી ગુજારી. પ્રાર્થનાની ક્રિયાથી પરવારતાં અબુ સુફીયાને અરજ કરી—

"અમે કબુલ કરીએ છીએ કે પયગમ્બર (સ.) સાહેબનો વિરોધ કરી મકકા વાસિયોએ કલંક વ્હોર્યું છે, છતાં તે બનાવ મુસલમાન થવા અગાઉનો હતો, મુસલમાન થયા પછી દરેક સરખો ભાઇ છે. ઈસ્લામ ફેલાવવામાં અત્યારે તેઓ કોઇથી ઉતરતે દરજ્જે નથી. ઇસ્લામ લાવ્યા અગાઉ કદાચ તેઓ દુશ્મન હોય, પરંતુ જો વિચાર કરવામાં આવે તો જણાશે કે હાલના મુસલમાનોમાંથી કોઇ એક પણ એવો નહી મળે જે મુસલમાન થયા પહેલાં ઇસ્લામનો વેરી ન હોય. આ બતાવે છે કે અમીરૂલ મુમેનીનનો ચુકાદો ફરી તપાસવાની જરૂર છે."

ખલીફતુલ મુસ્લેમીને હઝરત ઉમર ફારૂક, હઝરત અલી (ર.) અને બીજા મુસલમાનો તરફ જોયું. અંતે મકકાવાસિયોને શામ

સંગ્રામ ભુમિમાં મોકલવાનું નક્કી થયું. કુચની તઇયારી કરવાનો હુકમ થયો. ખાલીદને આ નવા લશ્કરનો મેદાનમાં ઉપયોગ કરવાની સુચના આપી અબદુલ રહેમાન સાથે મકકાવાળા લશ્કરને શામ તરફ રવાના કર્યું.

મેદાનમાંથી નાઠેલા રોમનો સીધા દમીશ્ક આવ્યા અને પોતાની હાર તથા મુસલમાનોની જીતનો બધો હેવાલ રોમનો અને ગ્રીકોએ જાણ્યો તેમને ઘણું દુઃખ થયું. વધુ સહાયતાની આશા નિરાશામાં ફેરવાઇ. કીલ્લા ઉપર ચઢી તેઓએ જોયું કે મુસલમાનોનું નવું લશ્કર ઘેરો ઘાલી પડયું છે અને નજર કામ કરતી ત્યાં સુધી કુમક આવતી દેખાતી હતી. આ દશા જોઇ ખ્રીસ્તના ઉપાસકો ગભરાયા પણ જન્મ ભુમિ ઉપર કુરબાન થનારાઓની માગણીનો સ્વીકાર થયો. ઘેરો ઘાલનારા મુસલમાનો ઉપર કીલ્લાપરથી ઇંટ, પત્થર, અને ધુળ વરસાવી કાયર કરવાની યહુદીઓએ કબુલાત આપી. પ્રજાને કંઇક સંતોષની આશા બંધાઇ. કુદરત ઉપર આધાર રાખી યહુદીઓએ પોતાની યુકિત ઉપર અમલ કરવા માંડયો.

મુસલમાન લશકરને ખાલીદે ગોઠવવા માંડયું, સુની દરવાજે અબુસુફીયાનને, સેન્ટ જોનનો દરવાજો શરજીલને, ફારાન દરવાજે કયસને અને જયોર્જીયા દરવાજે અબુ ઉબયદાને સોંપવામાં આવ્યો. સેન્ટ માર્કના દરવાજાને અભયદાન આપી સુલેહનું સ્થાન ગણવામાં આવ્યો. દરાર અને યુનુસને બબે હજાર સ્વારો સાથે રોન મારી દુશ્મનની હીલચાલ તપાસતા રહેવાનું કામ સોંપાયું.

મુસલમાનો ગોઠવણ કરી પરવાર્યા હતા કે સામેથી શહેરનો દરવાજો ઉઘડયો. રોમનો અને ગ્રીકોની મોટી સંખ્યા કેસરીયાં કરવા બહાર આવ્યા તેઓ આગળ વધ્યા અને મરણીયા થઇ મુસલમાનો ઉપર તુટી પડયા. મુસલમાનો લડયા ખાલીદે હાકલ કરી, મુસલમાનોમાં શુરનું નુર વ્યાપ્યું પાછા હટવા મુસલમાનો આગળ વધ્યા, કીલ્લાની ઉપરથી ઈંટ, પથરા અને તીરોનો વરસાદ વરસ્યો થોડાક મુસલમાનો શહીદ થયા અને સફને આગળ વધતી અટકાવવામાં આવી.



# પ્રકરણ પચ્ચીસમું.

——(૦)——

## ભુત અને ભાવીનું આખ્યાન.

—:(૦):—

" આ જીંદગીથી મોત, રાજ્યથી ભીખ અને આ મુકટના બદલે ઉઘાડું માથું નચિંત અને નિર્ભય છે. અધર્મી અને ક્રુર વુરદાનની અર્ધાંગના બનાવનારા, જીવતરને બાળી નાંખું, રાજ્યને પાયમાલ કરૂં અને તાજને પીંખી નાંખુ. એક અબળાને તેની મરજી અને ઇચ્છા વિરૂધ પુરૂષના કબજામાં રહેવાની ફરજ પાડનારા ધર્મ

અને વિવાહ ઉપર હજારો ધીક્કાર! અત્યાર સુધીના પ્રયત્નો વ્યર્થ ગયા છે તેવીજ રીતે ભાવી આશાઓ, ઇચ્છાઓ અને કામનાઓ નાશ પામશે—અવશ્ય નાશ થશે!"

* * *

"તારા જેવી નાલાયક છોકરી, પ્રપંચી સ્ત્રી, કનિષ્ટ વ્યકિત, કતલને પાત્ર અને મોતને લાયક છે. ધર્મને તિરસ્કાર અને લગ્નને ધીકકારની નજરે જુએ છે! ઓ કમનસીબ છોકરી, તને જે સજા કરવામાં આવે તે ઓછીજ છે, જે દુઃખ આપીએ તે થોડું છે. એક પ્રપંચી પુરૂષ જે મુસલમાન હોવો જોઇએ, તેના ફંદામાં ફસી પુર્વજોની આબરૂ અને રોમનોના સામ્રાજ્યને રાખમાં રગદોળે છે, ઓ નાપાક? દુર! દુર! ઓ પાયમાલ થનાર વ્યકિત! તું એક મુસલમાનને પ્રેમ ચક્ષુએ આલીંગન કરે છે!!"

* * * * *

આ અભાગણીને કીલ્લા ઉપરથી નીચે ફેંકી દેવી એજ તેનો યોગ્ય ઉપાય, અનુકુળ સજા અને વાસ્તવીક ગોઠવણ છે. તે જાણી શકશે કે રોમનો પોતાની આબરૂ માટે કેવો ભોગ આપી શકે છે. તેનાં અવયવ ભાંગી જશે, પાંસળાં છુટાં પડશે અને દમીશ્કની ખાડીનાં પાણી આંસુ બની તેની પાપી જીંદગી ઉપર વિલાપ કરશે ત્યારેજ સંતોષ થશે.

* * * *

"આજની ઘડી દુનીયાનો છેવટનો સફો છે. મોતને વશ થઇ હમે-

શને માટે જુદી પડે તે અગાઉ જે માણસની તેણે પસંદગી કરી છે તેનો કંઇ ખુલાસો કરશે? ખરેખર તે મુસલમાનજ છે? ખ્રીસ્તના ઉપાસકોમાં તે કોઇને કાં ન મેળવી શકી? અમારા પ્રાણ અને લોહીના દુશ્મન, નાપાક-ઝાલીમ મુસલમાનોમાં તેણે શું જોયું?"

* * * *

"તમારા અંતરની આંખો ઇમાનના નુરથી રોશન હોય ન્યાયનો તમને સંસર્ગ થયો હોય! અને ઇર્ષાની આંખો બાજુએ મુકી જોવામાં આવ્યું હોય! તો જણાય કે મુસલમાન કોણ? અને મારા હેતનું કારણ શું? દરીયાને કીનારે, ફલોરા! તને રક્ષણ આપનાર! પેટીના ઘાયલને, ઓ કીલોસ! બચાવી લેનાર! કોણ? મુસલમાન! મુસલમાન!! હીચકારો વુરદાન એક દીવસ પણ તેની સામે ટકી શકયો નહી, ઓ ઝાલીમ બાપ! વધારે શું કહું. તમારી તરફથી ત્રણ ત્રણ ખુની હુમલા થયા! કાળજું વજ્ર કરી પિતાએ મમતાની આંખો મીચી લીધી! પરંતુ મારો જીવ બચાવનાર તે ફિરશ્તો, મુસલમાનજ હતો! મારા માટે તે ત્યાં પહોંચ્યો જ્યાં મનુષ્યોની બુદ્ધિ અને કવિની કલ્પના પહોંચ્યાં નહી હોય! લ્યો, આજે હું કહું છું કે તે, તેજ છે જેણે અશકયને શકય કરી બતાવ્યું, મુશ્કીલને સ્હેલ કરી, તેના ઉપકારથી મારી ગરદન ઉચકાય, તેની માયા આગળ શબ્દ નીકળે તો મનુષ્ય જીવનને કલંક લગાડનારી દુન્યામાં કહેવાઇશ!"

"મોત હવે માથે ઉભી છે, મર્યાદા કે લજ્જાનો હવે વખત નથી. સાંભળો, મારા પ્રેમ પુસ્તકની પ્રસ્તાવના સાંભળો! કાળજુ,

મજબુત—સખત બનાવજો, અને ઉગ્રતાને સમાવજો—સાંભળો, ઇદના આગલા અઠવાડીએ, પુર્ણીમાની ચાંદનીમાં, નજીકનું ઉદ્યાન મારી સામે હતું. નહેરના વ્હેતા પાણીમાં ફરતો ફરતો પાપી વુરદાન અડધી રાત્રે મારી સામે આવી ઉભો. કામદેવના કબજામાં જઇ લાલ બનેલી તેની આંખોએ મારા શીયળનું ખુન કરવાની ખબર આપી, મારા માણસોને લાંચ આપી વશે કર્યા. તે શસ્ત્ર ધારી, હું નિરસ્ત્ર. પરવશ હતી, ધર્મની આણ અને પ્રીસ્તને વચમાં નાંખ્યો પણ તે અધમાત્મા અધર્મ ત્યાજય ન બન્યો." તેણીની આંખોમાં આંસુ હતાં અને મ્હોંમાં સબ્દો. તે આગળ બોલી—

"બાપુ, સાંભળો! વિચારો! અને ન્યાય કરો—આ વખત કેવો હશે. રડી, કકળી, બુમો બરાડા પાડયા, પણ મદદ--ઓ મદદગાર! મદદ કયાં! સ્વચ્છ આકાશનો શુરવીર ચંદ્રમા આ અત્યાચાર જોઇ શકયો નહિ અજવાળું અંધકારમાં બદલાયું અને વરસાદના રૂપમાં આકાશે ચો ધાર આંસુ સેરવવા માંડયાં! આ અંધારામાં મારૂં મ્હોં હતું તે તરફ ચાલી નીકળી. હું બેભાન દશામાં ન્હાસતી, પડતી, આખડતી, કટાખાતી, આકાશને હસાવતી, જંગલ બિયાબાનમાં હતી. હું નહોતી જાણુતી કે કોણ છું અને કયાં છું. તે ઝાલીમના ભયે મને બાવરી બનાવી હતી. પાંદડું સરકતાં મને તેના આવવાની બ્હીક લાગતી. નદીનો કીનારો છુટયો અને મેં પોતાને સડકના કીનારે જોઈ. એક સવાર આવતો જણાયો. મેં દયાની યાચના કરી. તે ઘોડા ઉપરથી કુદી પડયો. ઘોડાની લગામ મારા હાથમાં મુકી તેનું મન શુધ્ધ હતું, તેનો ધર્મ સત્ય હતો અને દયા તેનું કર્તવ્ય હતું.

પોતાનું વચન પાળ્યું. ઓ, બાપ! તારા આ વેરાન મહેલના દરવાજામાં તેણે મને ઉભી કરી. તેણે મને જોઇ નહીં અને જોવાનો પ્રયત્ન કર્યો નહોતો. મેં તેનું મ્હોં જોયું નહી. વાંસાને મે ઓળખ્યો—જોયો. તેના રૂપે નહી પણ તેના ઇમાને મારૂં મન વશ કર્યું. હજુ પણ હું નથી જાણતી કે તે કોણ છે, પણ તેના પ્રેમનો તાજ પહેરી મરણ વશ થવા માટે મગરૂર છું."

" સ્હવારના વખતે હું મહેલના દરવાજે પહોંચી. મેં ઉપકાર માન્યો, આભારના શબ્દો કહયા. નામ ઠેકાણું જાણવાની જીજ્ઞાશા બતાવી. તે બોલ્યો 'અસત્ય અમારો ધર્મ નથી. તેની સજા મોત છે. મારો ધર્મ મને સત્યઉપાસક કહે છે. અને મનુષ્યમાત્રની મદદ મારૂં કર્તવ્ય છે " ઇદે બહેરામના દરબારથી ઘણા વખત પહેલાંનો આ બનાવ છે. તેથીજ પ્રેમના માલીક મુસલમાન એલચીની પડેલી તરવારને મેં ચુંબન આપ્યું અને—" હડફમાંથી તરવાર તાણી " આજે પણ તે મારી પાસેજ છે."

સલમુનીયાનું આખ્યાન પુરૂ થતાં ફ્લોરા ઉઠી, છાતી સરસી ચાંપી અને બોલી—" ગુણવાન સ્ત્રી અને આબરૂદાર કુટુંબમાં ઉછરેલા અબળા, શાબાશ! શાબાશ!! કામપાશના વ્યુહ ચક્રમાં ગુંથાઇ, ફીલોસ અને વુરદાન, પોતાની કરણી માટે જોખમદાર છે. પ્રેમ જગત અને મનુષ્યત્વના સંસારમાં તારૂં નામ અને કીર્તી અમર રહેશે. તે પુરૂષ ખ્રીસ્તી હોય કે મુસલમાન—શુદ્ધ અંતઃકરણે તે દરેક વખતે વુરદાનને ફટકો મારતો રહયો."

ફ્લોરા આગળ કંઇ બોલે તે અગાઉ ક્રોધમાં રમી રહેલો ફીલોસ ખંજર લઇ ઉઠયો, છાતીમાં ભોંકયું. તેણી પછડાઈ, તડફડાઇ અને પ્રાણનો ત્યાગ કર્યો—મરી ગઈ. ફીલોસ સલમુનીય તરફ ફર્યો, ખંજર ઉગામ્યું—પાછળથી વુરદાને તેનો હાથ પકડયો અને બોલ્યો—

"બીજાઓ ઉપર પ્રભાવ બેસાડવા તેણીને બધાની રૂબરૂ કીલ્લા ઉપરથી ફેંકી દેવી, એજ એની સજા છે."

બધા સરદારો હાજર હતા. ફીલોસે ધર્મપુસ્તક તેમના હાથમાં મુકી સોગન લેવાડતાં કહેવા માંડયું—"કોઇ નથી જાણતું કે યુદ્ધનું પરિણામ કેવું આવશે. બનવાકાળ છે કે હું અને વુરદાન પવિત્ર ધર્મ ઉપર કુરબાન થઇએ, છતાં તમારામાંનો જે જીવતો હોય તેણે રવિવારની સવારે મારી તરફની આ ભેટ ખ્રીસ્તના ચરણોમાં મોકલી આપવી. દમીશ્કના કીલ્લા ઉપરથી સલમુનીયા મુસલમાનોના લશ્કર તરફ ફેંકાવી જોઇએ. એક લુણ હરામ, અધમ સ્ત્રીનું મરણ જોનારાઓને ઇબરત અને સાંભળનારાઓને ધડો પકડવાના પાઠ આપે."

શાહજાદી નિર્ભય હતી, શાંત હતી અને કોઈ જાતની ઉદાસીનતાનો સ્પર્શ પણ દેખાતો નહિ. તેણી હસી, ઉઠી અને બાપ પાસે આવી બોલી—

"પેટીનો ઘાયલ, શું તે જખમોને અને તેને જીવતો દાટવા

લઇ જવામાં આવતો હતો, ત્યારના ખુનીને—જેણે જીવ લેવામાં—નાશ કરવામાં કંઇ બાકી રાખ્યું નહોતું તેને ભુલી શકે છે ? ”

“પરંતુ” ફીલોસે મ્હોં ફેરવી જવાબ આપ્યો “ તારી સજા સાથે તે બનાવને સંબંધ નથી. ઇસ્લામ જેવા વ્યર્થ ધર્મની તારા અંતરમાં જન્મ પામેલી ઇચ્છાઓની આ સજા છે.”

“તમો નામવરે” સલમુનીયા ટટાર થઇ અને બોલી “ઇસ્લામનું શુદ્ધ સત્ય જોયું, તમે જોયું કે નજીવી સંખ્યા એક બ્હોળા સમુહ ઉપર કેવી રીતે વિજય પ્રાપ્ત કરે છે. સાંભળો ! આટલા વખત દરમીયાન એક પળ માટે પણ મને કહેવામાં નથી આવ્યું કે મારે ખ્રીસ્તનો ત્યાગ કરી મુસલમાન થવું ! પ્રેમ—એ શુદ્ધ પ્રેમ ! જુઓ એક મુસલમાને તમારા ધર્મની કેટલી આબરૂ જાળવી ! ”

“બસ” ફીલોસ બોલ્યો “ હવે વધારે કહેવાની જરૂર નથી. જે આંખો ફલોરાની લાશ જોઇ ટાઢી થઇ તે આંખો હવે તારૂં નિર્જીવ શરીર—શબ જોવા આતુર છે.

વુરદાન—“ હજુ પણ તારૂં મરણ જીવન મારા હાથમાં છે. ચેત અને તોબાહ કર.”

“ મોત ! મોત ! ! ” સલમુનીયાએ કહયું “ તારી નાપાક સુરત જોવા કરતાં મોત હજારગણું સારૂં છે ! ”

——:(o):——

# પ્રકરણ છવ્વીસમું.

——:(૦):——

## રોમન વિધ્વંશ.



શાહી પડાવની પાસે એક રાવટીમાં શાહઝાદી સલમુનીયા નગ્ન તરવારના સખત પહેરામાં કેદ છે. હાથમાં કડીઓ, પગમાં બેડીઓ અને ગળામાં લોખંડી સાંકળ છે. ધુળના બીછાના ઉપર બેડી છે. નુરના સાંચામાં ઢાળેલું શરીર, મેલાં કપડાંના પરદામાંથી લપાઇ છુપાઇને ચાંદના કડકાને જોઈ રહયું છે અને અત્યારે પણ સંકટ અને દુ:ખોએ નહિ—પ્રેમના વિયોગે કુમળાવેલી ફુલ જેવી આકૃતિ ઉપર સુંદર હવાની લ્હેરો કુરબાન થાયછે. એક આલમને મુર્છા પમાડનારી કાળી આંખોના ભમરા આજે પણ વિજળી ચમકાવી રહયા છે. લાંબા લાંબા કેશ, જે હજારો કાળજાં દળી આવ્યા છે આજે પણ હવાને મસ્ત કરી રહયા છે. લ્હેરો મારતો રાતનો વેગ વહી રહયો છે અને કુદરતની અસર પ્રાણીઓને બેભાન બનાવી રહી છે. સાત આઠ કલાકના લાગટ જાગરણથી કંટાળેલા થાકેલા ઉંઘના ખોળામાં સુખે આળોટયા. હવા ખામોશ અને વૃક્ષ સ્તબ્ધ. તેણી જેના વિચારોમાં લીન અને જેની મુખમુદ્રામાં મસ્ત હતી તે આકૃતિ—વ્યકિત સામે હતી! આંખે જોઇતી અસર ન કરી પણ કર્ણમાં નાદ પડતાં તેણી ચમકી તેણીએ સાંભળ્યું—

" શાહઝાદી ! અપકારીઓ ઉપર ઉપકાર કરવાનું ફળ જોયું ?"

" ગજબ—પ્રેમ નથી આત્મ હત્યા છે. જાણી જોઇને મોતના મ્હોંમાં જવું નાદાની છે. જાઓ ! જાઓ ! ચાલ્યા જાઓ ! રવિવારની સ્હવારે, દમીશ્કના કીલ્લાની દીવાર. તમારા પ્રેમનો ફડચો કરશે. બસ, જાઓ ! તરત ચાલ્યા જાઓ !!"

કેટલાક સવાલ થયા, કેટલીક વાતો કહેવાઇ, કેટલાક શબ્દો ઉચ્ચારાયા, પરંતુ ઉત્તરજ નહોતો. રાત પુરી થઈ અને સ્હવારનો પ્રકાશ ગળે મળ્યો.

* * * *

મુસલમાનોએ પાછળ ખસી સંજોગો ધ્યાનમાં લઇ વિચાર કર્યો. તેઓએ ઠરાવ કર્યો કે ઇંટ પથરાનો ભય કરવાથી કે પડયા રહેવાથી આપણો હેતુ સરવાનો નથી જીતવું કે મરવું, અને શુદ્ધ સત્ય બતાવી આપવું. તકબીર સાથે મુસલમાનો આગળ વધ્યા. રોમનો ગભરાયા, દરવાજા દેવાયા અને કીલ્લા ઉપરથી ઇંટ પત્થરનો વરસાદ વરસવા માંડયો. રાત પડી લશ્કર છાવણીમાં આવ્યું અને સવારનો કાર્યક્રમ ગોઠવવા સભા મળી.

કૈયસરનો જમાઇ ટોમ્સ દમીશ્કમાં હતો. રોમન લશ્કરને તેણે વિજયની ખાત્રી આપી. નિર્ભય કીલ્લા આગળ પહોંચતા પહેલાં અરબોનો સર્વનાશ થવાનો વિશ્વાસ આપ્યો. રેમનો કેસરિયાં કરી રણમાં મરવા ફરી તઇયાર થયા.

સ્હવાર થઇ, મુસલમાનો નમાઝ દુઆથી પરવર્યાં. કીલ્લાનો દરવાજો ઉઘડયો પ્રીસ્તનું લશકર મેદાનમાં આવ્યું અને કીલ્લા ઉપરથી પાછો ઇંટોનો વરસાદ વરસવા માંડયો. ટોમ્સ એક વૃદ્ધ ધર્મગુરૂ સાથે મેદાનમાં આવ્યો. ઇંજીલ અને વધસ્થંભનું ત્રીશુળ બતાવી પ્રીસ્તીઓને પાણી ચઢાવવામાં આવ્યું, ખાલીદે મુસલમાનોને લલકાર્યાં, હલ્લો થયો આગળ વધ્યા પણ કીલ્લા ઉપરથી પડતા પથરાએ અટકાવ્યા. ઘણા મુસલમાનો શહીદ થયા. ટોમ્સના તીરે અબાન બીન ઝયદને સખત ઘાયલ કર્યાં. ઝેરમાં બુઝાવેલા તીરે અબાનનો પ્રાણ લીધો. અબાનની સ્ત્રી પતિના મરણની ખબર સાંભળી મેદાનમાં આવ્યાં. પતીની લાશને કીનારે કરી, હથીયાર ઉતારી પોતે સજયાં તીર કામઠું અને બરછી હાથમાં લઇ ઘોડા પર સવાર થયાં અને મુસલમાનોને સંબોધી કહયું—

"અબાન! ખુદાના દરબારમાં પહોંચ્યા છે, પણ તેમની જગ્યા ખાલી નથી. વ્હાલા અબાન! હું તારા ખુનનો બદલો લઇશ અને જરૂર લઇશ! બદલો લઈ બહિશ્તમાં તને આવી મળીશ!"

તે બાનુએ ટોમ્સને ઓળખ્યો. તેણીએ તીરોનો વરસાદ વરસાવવા માંડયો. પ્રીસ્તના ઝુંડાવાળો તેણીના તીરનો ભોગ થઇ પડયો. ઝુંડો પડયો અને એક મુસલમાને હીમત કરી તે પકડયો લડાઇનો રંગ જામ્યો, મરણીયા રોમનોએ ઝુંડો લેવા લોહીની નીકો વ્હેતી કરી. તે મુસલમાન ઘાયલ થયો ઝુંડો મુસલમાનો તરફ ફેંકયો એકથી બીજા અને બીજાથી ત્રીજાના હાથમાંથી પસાર થતો રોમન

વવટો મુસલમાનોના કબજામાં આવ્યો. અબાનની વિધવાનો મારો ચાલુ હતો. તેણીના એક તીરે ટોમ્સની પાપી આંખમાં પરોવાયાનું માન મેળવ્યું. તે કાણો થયો અને અસહ્ય વેદના વેઠતો દરવાજાના ઓટલા ઉપર બેઠો.

કીલ્લા ઉપરથી પડતા પથરા મુસલમાનોને આગળ વધવા દેતા નહોતા. રાત પડી અને લશ્કર પાછાં ફર્યાં. દીવસોની લડાઈ અને ઉજાગરાથી થાકેલા મુસલમાનો બેભાન થઇ સુઇ ગયા. પાછલી રાત્રે ટોમ્સ લશ્કર લઇ બેભાન સુતેલા મુસલમાનો ઉપર તુટી પડયો. ઘણા મુસલમાનો અસાવધાનીમાં શહીદ થયા. થોડી વાર પછી મુસલમાનોએ તરવારનો જવાબ તરવારથી આપવા માંડયો. ખાલીદે નમાઝ પઢી દુઆ માગી. શરજીલ અને અબાનની વિધવાએ ન્હાસતા રોમનો ઉપર હુમલો કર્યો દરવાજાની લગભગ પહોંચતાં બાનુનાં તીર ખલાસ થઇ જતાં દુશ્મનોમાં ઘેરાયાં. શરજીલથી આ સહન થયું નહી તેણે ટોમ્સ ઉપર સખત હુમલો કર્યો. શરજીલે તેની પાસે જઇ તરવારનો ઘા કર્યો રોમન સેનાપતીએ ઢાલ આગળ ધરી. તરવાર ઉપર પડતાં ભાગી ગઇ ખાલીદ આ શુરાઓને બચાવવા દોડયા, ખાલીદને નજીક આવતા જોઇ ટોમ્સ શહેરમાં દાખલ થયો, કમાડ દેવાયાં અને બન્ને શુરવીર ઇસ્લામી છાવણીમાં આવ્યા.

જાબીયા દરવાજા તરફ અબુ ઉબયદાનું લશ્કર હતું હુમલો થયો તે વખતે અબુ ઉબયદા નીદ્રામાં હતા. તેઓએ બેદાર થઇ નમાઝની બંદગી ગુજારી, દુશ્મનોને ઘેરી પાછળથી હુમલો કરવા

હુકમ આપ્યો. મુસલમાનો જો કે ઘણા શહીદ થયા હતા છતાં બન્ને તરફથી ઘેરાયેલા રોમનો નિરાશ થયા. ન્હાસી છુટેલા થોડાક રોમનો સિવાય બધા કતલ થયા. દરવાજો ખુલ્લો હતો છતાં કીલ્લા ઉપરથી વરસતા પથરા અને તીરોએ અરબોને તે તરફ જવા દીધા નહી.

મોટું લશ્કર લઇ વુરદાન દરવાજામાંથી નીકળ્યો અને અબુ ઉબયદાના લશ્કર ઉપર હુમલો કર્યો. સખત લડાઇ દરમીયાન વુરદાન કેદ પકડાયો. ખાલીદ આગળ રજુ થયો અને ગરદન મારવામાં આવ્યો.

વુરદાનના મરણની કીલોસ ઉપર ઘણી ગંભીર અસર થઇ. તે પોતે બહાર આવ્યો. અરબોનો જોશ હવે ઘણો વધવા પામ્યો હતો, સખત દુશ્મનનો ભય નાબુદ થયો હતો. તીરોની જીવલેણ વૃષ્ટીમાં એક જવાન અરબ કુદી પડયો અને તે નિર્ભીક જવાને સફો ચીરી કીલોસ ઉપર તરવાનો વાર કર્યો. પહેલાજ સપાટામાં કીલોસનું માથું ધડથી જુદુ થઇ જમીન પર પટકાયું. માથું ભાલાની અણીમાં પરોવી ઉંચુ ઉઠાવવામાં આવ્યું કીલોસનું કપાયેલું માથું ભાલા ઉપર જોઇ રોમનોની હીમત નાશ પામી. ટોમ્સે તેમને સમજાવી મેદાનમાં લડાઇ ચાલુ રાખવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો. રોમનોના હોશ ઉડી ગયા હતા. લાંબા વખતના ઘેરાથી તેઓ કંટાળી ગયા હતા. સુલેહ ઉપર વિચાર કરવા ખાલીદ પાસે પેગામ મોકલવામાં આવ્યું. ખાલીદે જવાબ આપ્યો—"મને વખત આપવાનો અવકાશ નથી જો સુલેહ કરવી હોય તો અત્યારેજ કરો."

# પ્રકરણ સત્તાવીસમું.

## પ્રેમી પુરૂષ કોણ?

ક્રાંતિમય દમીશ્કમાં નવા પરિવર્તનને જન્મ આપનાર સુરજ અસ્તાચળમાં અદ્રશ્ય થતાં ચારે દિશામાં અંધકારના સામ્રાજ્યે સત્તા જમાવી. કીલોસ અને પુરદાનના મરણે મુસલમાનોને વિજયનો વિશ્વાસ અપાવ્યો હતો. મગરેબની નમાઝ-સંધ્યા પ્રાર્થના પછી વીર ઉપદેશક ખાલીદે ઉગ્રતાને ઉણપ આપનારો વીર રસપુર્ણ ખુતબો સંભળાવ્યો. શુરા અરબોનાં વખાણ કર્યાં, યુનુસની શુદ્ધ સેવાઓ સાંભળી અરબો દંગ થયા, તેમની અજાયબી પુરી થાય તે અગાઉ મનઝર બીન નોઅમાને કહ્યું,

" આજની બામદાદ સંસાર ચોર્નાને અજાયબીભર્યું હ્રદયદ્રાવક ચિત્ર દેખાડશે આપણા બહાદુર યુનુસની આજે પ્રેમજગતના મેદાનમા પરીક્ષા થવાની છે. શામની ભુમીએ અમારા વીર બાહુનાં પરાક્રમ જોયાં, રોમનો ભલે ઇર્ષામય અહંકારમાં કંઇ ન કહે પણ ભવિષ્યનો ઇતિહાસ આળેખશે અને જોનારા ન્યાય કરશે, કે મુસલમાનોએ કીમતીમાં કીમતી ભેગ આપી શામમાં ઇસ્લામના વાવટાને ફરકતો કર્યો છે. અમારી શુરવીરતા, અમારૂં બાહુબળ, અમારી બહાદુરી અને અવિચળ હીમ્મતજ માત્ર વિજયનાં વાસ્તવીક કારણ હતાં."

"અત્યારે અમારૂં એક મધુર બુલબુલ, આશાવંત જીંદગીની છેલ્લી ડાળ ઉપર કલોલ કરે છે, જેને આજની ફાની દુનીયા પ્રેમના નામે ઓળખાવે છે. અહીંયાં શુરાતનનું કામ નથી, કે નથી જરૂર તરવારના બળની. રળીયામણા ઝાડનું મનહર ફુલ, આમ્રવૃક્ષનું અમૃત ફળ. સત્ય અને શુદ્ધ વાયુના હીંડોળા ઉપર હીંચકા ખાય છે; શામને મગરૂર બનાવનારૂં તે જીવન, આફતાબે દમીશકનું તે ગૌરવ થોડા સમય પુર્વે ખ્રીસ્તી આલમ જેની ઝંખના કરતી. તે કહી રહયું છે! હા, તેજ કહી રહયું છે—મુસ્લીમ બળનો ધણી છે, તેટલાજ પ્રમાણમાં પ્રેમ જગતમાં સહિષ્ણુતાનો માલીક છે. જો રણ સંગ્રામમાં વિજય તેમના પગમાં આળોટતી હોય, તો પ્રેમ જગતમાં ઈચ્છાવિહીન શુદ્ધ મોતીના મણકા નિસાર—કુરબાન થાય છે. તેઓ લડાઈ વખતે બળભદ્રની પ્રતિમા હોય, તો પ્રેમ જગતમાં શુદ્ધભાવનાના પુતળા છે. મુસલમાનો! તેજ મુસલમાનો છે, કે શુરાતન તેમના અંતરમાં, વિજય તેમના બાહુમાં, દયા તેમના હૃદયમાં, સહિષ્ણુતા તેમના ભાગ્યમાં હોય, તો શુદ્ધ પ્રેમની નિર્મળ ભાવના તેમનું કર્તવ્ય છે.

"ઘટના ચક્ર—બનતા બનાવો ઉપર પડેલો બારીક પરદો હવે ઉઠાવીશ અને બતાવવા જતન કરીશ, કે આફતાબે દમીશકને અભિમાન કરાવનારી શાહઝાદી સલમુનીયાએ પ્રેમની કસોટી ઉપર આવતાં મા અને બાપને કુરબાન કર્યા છે, કેદનાં દુઃખ વેઠયાં અને બેડીયોનાં કષ્ટ સહયા, પછી પ્રેમની કસોટીમાં ખરી ઉતરી છે અને આજનો અરૂણોદય–સ્હવાર તમને બતાવશે કે એક નિરપરાધી અબળા—લલના

પ્રેમપંથમાં કેવી રીતે પોતાનો ભોગ આપે છે. રહેતી દુનીયા તેનાં સાહસીક કર્મો ભુલાવી શકશે નહી. કીલ્લાના કુંગરા અને દીવાલના પથરા તેણીનાં ગીત ગાશે એટલે કીલોસ અને વુરદાનની વસીઅત અનુસાર દમીશ્કના તે આફતાબને કીલ્લા ઉપરથી નીચે ફેંકી દેવામાં આવશે ! ! ”

અરબ જગત વિસ્મયમાં પડયું ‘એક અબળાપર આવો ઘાતકી અત્યાચાર ’ એ વિચાર ચમત્કારીક વીજળીના વેગે તેમના અંતરમાં આળોટતો ચાલ્યો ગયો. બ્હાવરા બન્યા, ઝનુંન છુટયું અને તત્ક્ષણ હુમલો કરવા આતુર થયા પરંતુ મજબુત લોખંડી દરવાજા તેમની આડે આવતા હતા. બનવાકાળ પ્રસંગ હતો. આકાશ ઉપર કાળી વાદળી આવી અને જોતજોતામાં ચોમેર છવાઇ ગઇ. હવા વહયો અને તેણે તુફાનનું રવરૂપ લીધું. પાણી પડવા માંડયું અને રાતના વ્હેવા સાથે તેના વેગમાં વધારો થવા લાગ્યો. તંબુઓમાં ઢીચણ સરસાં પાણી ભરાયાં. ભયંકર તુફાન અને ભયાનક કાળ રાત્રી. આ અંધકારમાં મજબુત રસી લઇ યુનુસ, મનઝર પાસે આવ્યો અને બોલ્યો—

“ તમને અને બધાભાઇઓને તે ખુદાને સોંપું છું, જે જાણે છે કે દીવાના પણાની હદે પહોંચેલી પ્રેમ ભાવનાવાળા યુનુસની અત્યાર સુધીની સલમુનીયા ઉપર પડેલી નજર અને અંતરમાં આવેલા સલમુનીયાના વિચારો, શુદ્ધ સચ્ચાઇથી જરાપણ ડગ્યા નથી. લડાઇ મુસલમાનો અને રોમનોની નહી પણ ઇસ્લામ અને

વધસ્થંભની છે. પ્રયત્ન સલમુનીયા માટે નહી પણ ઇસ્લામનું રક્ષણ શોધતી એક અબળા માટે છે. મારા પ્રયત્નમાં સફળતા મળવા માટે ખુદાના દરબારમાં દુઆ કરજે," યુનુસ છેલ્લા શબ્દો બોલી ચાલ્યો. તે ખાઇ પાસે આવ્યો, એક ઝાડ સાથે દોરડું બાંધી છેડો હાથમાં લઇ પાણીમાં કુદયો.

રોમનોએ સમી સાંજથીજ સલમુનીયાને કીલ્લા ઉપર લાવી કુંગરા સાથે બાંધી રાખી હતી જમીનમાં મેખ ઠોકી દોરડાનું એક માથું બાંધ્યું અને બીજો છેડો ગઢના કોગ ખાંચામાં ભેરવવાની જગ્યા, તે અંધારામાં તપાસવા લાગ્યો. તેણે દોરડું ફેંકયું અને કરાની મેખ અટકી. પ્રથમ પ્રયત્નમાં સફળ નીવડયો, પરંતુ સાહસ અતિશય જોખમભર્યું હતું. બીસ્મીલ્લાહ કરી તે ઉપર ચઢયો. તેણે જોયું કે દોરડાનો છેડો આવ્યો પરંતુ તે ચંદ્રમુખ—તે માહતાબનો ટુકડો ચાર પાંચ હાથ દુર હો. સવાર થવા આવી હતી, વખત એટલો નહોતો કે તે નીચે આવી ફરી પ્રયત્ન કરે. મુસલમાનોએ તોહીદની ગર્જના કરી, યુનુસ દોરડા સાથે ચોંટેલો હતો. તેજ અવસ્થામાં તેણે બંદગી ગુજારી અને દુઆ માંગી.

---

# પ્રકરણ અઠ્ઠાવીસમું.

## મુસ્લીમ દમીશ્ક.

ખાલીદના છેલ્લા જવાબે રોમનોની આશાઓ નીરાશામાં ફેરવી. પોતાની પાયમાલીની તેમને ખાત્રી થઇ. સ્હવાર થતાં ટોમ્સે કીલ્લાના લશકરને દરવાજા પાસે એકત્ર કરી કહેવા માંડયું. આજનો છેલ્લો વખત છે અને પોતાને ગુલામ કે સ્વતંત્ર બનાવવાનો ફડચો થવાનો છે. જો તમારે સ્વતંત્ર બની રહેવું હોય તો હીમ્મત કરો અને જો હાર્યા તો ગુલામ બનવું પડશે, તમારી આબરૂ અને દોલત અરબ વરૂઓની દયા ઉપર મુકવી પડશે તમારી જીંદગી કાલે ખલાસ થશે પણ તમારી ઓલાદ ઝાલીમોની ગુલામ બનશે. દેશ તરફ મોટામાં મોટી ખતા અને બેવફાઇ છે. દુશ્મનો તમારી માતાઓ, બ્હેનો, બાળકો અને માલમતા ઉપર હાથ નાંખે તે અગાઉ તમેજ તેમને બાળી નાંખો. તમે પુરૂષ છો, ખ્રીસ્તના બોધ અને તેના આશીર્વાદ ઉપર દયા કરી અબળા સ્ત્રીઓ અને નિરપરાધી બાળકોને બચાવો. જો તમને મારી સલાહ પસંદ હોય તો પ્રથમ હું કાર્યક્રમના મેદાનમાં આવવા માગુ છું. શહનશાહ હરકુલની પુત્રી અને તેણીનાં ત્રણે બાળકો આ તરવાર વતી તમારી સામે કતલ કરૂં છું. અનતાકીયાથી એક લાખ

સીપાહનું લશ્કર તમારી મદદે આવવા ઉપડી ગયું છે. તમે નાદાની વાપરી દુશ્મનના હાથમાં સપડાવા જાઓ છો. મેં અને તમે જોયું, બે મહીનાથી મુસલમાનો શહેરને ઘેરી પડયા છે પણ તેઓએ શું કરી લીધું કે હવે કરી બતાવશે. જો વખત હાથથી નીકળી જશે તો તમે અને તમારી ઓલાદ લમણે હાથ દઈ રડશો અને પાછળથી કંઈ વળશે નહિ. શાબાશ છે યાહુદીઓને કે તમારી રક્ષા માટે તેમણે કીમતી ભોગ આપ્યો. તેમના હુમલાને અંત સુધી મુસલમાનો ભુલશે નહિ. બે દીવસ વધુ થોભો, કયસરનું લશ્કર આવવાની તઇયારીમાં છે."

ટોમ્સના લાંબા ભાષણથી રોમનોમાં નવું બળ વ્યાપ્યું તેઓ દરવાજો ખોલી મેદાનમાં આવ્યા અને મુસલમાનો હુશીયાર થાય તે અગાઉ હુમલો કર્યો. મુસલમાનો હવે ચાનક રાખતા થયા હતા. દરવાજો ઉઘડતાં ચોકીબાનોએ લશ્કરને બેદાર કર્યું રોમનો છાવણી સુધી આવે તે અગાઉ મુસલમાનોની હથીયારબંધ સફ વચમાં ઉભી થઇ. આજની લડાઇમાં ખાલીદને અબુ ઉબયદાની કુનેહ યાદ આવી. લડાઇ શરૂ થઇ, ખાલીદે પોતાનું લશ્કર આસ્તે આસ્તે પાછળ લેવા માંડયું. ટોમ્સ શહેરના દરવાજામાં હતો તે મુસલમાનોને પાછળ ખસતા જોઇ બેહદ ખુશ થયો અને રોમનોને આગળ વધવાનો હુકમ કર્યો. રોમનો આગળ વધતા ગયા અને મુસલમાનો પાછા હઠતા ગયા. કીલ્લાથી દુર થતાં શરજીલ પોતાનો રસાલો લઇ વચમાં આવ્યા અને દરવાજા તરફ જવાનો વિચાર કર્યો. કીલા ઉપરના સખત મારાથી તેઓ આગળ વધી શકયા નહિ. મુસલમાનો હવે સમય

ફોઇ અટકયા અને જમાવ કરી રોમનો ઉપર હુમલો કર્યો. રોમનોએ પાછળ ખસવાનો વિચાર કર્યો કે પાછળથી હુમલો થયો. રોમનો પોતાને ચોમેરથી ઘેરાયલા ફોઇ ગભરાયા, હીમત તુટી ગઇ અને પનાહ માગી હથીયાર મુકી દીધાં, મુસલમાનોએ હથીયારો કબજે કરી, રોમનોને ચાલ્યા જવા હુકમ કર્યો. તેઓ નિરાશા સાથે શહેરમાં ગયા. તેમને વિશ્વાસ થયો કે મુસલમાનો ઉપર વિજય મેળવવી અશકયજ છે. તેઓ જાણતા હતા કે જાબીયા દરવાજા બહાર પડેલો સેનાપતિ ગંભીર અને દયાળુ છે. રાત્રે વૃદ્ધ પુરૂષો અને ધર્મગુરૂઓ તેમની પાસે ગયા. કાલાવાલો કરી ખુના મરકી બંધ કરાવવા આગ્રહ કર્યો, અબુ ઉબયદાને શહેરમાં પ્રવેશ કરવા અરજ કરી. અબુ ઉબયદાએ સુલેહની માગણી કબુલ કરી કરારપત્ર લખી લાવવા જણાવ્યું.

સુલેહનામું લખાયું અને તે રજુ થયું તેમાં લખવામાં આવ્યું હતું કે મુસલમાનોએ શહેર ઉપર કબજો કરવો. રોમનોની તેઓએ રક્ષા કરવી. દમીશ્ક છોડી જનારાઓ પોતાની માલ મતા સાથે લઈ જઇ શકશે. શહેરનાં સાત દેવળ ખ્રીસ્તીઓના હાથમાં રહેશે અને મુસલમાનો તેમા દખલગીરી કરશે નહી. અબુ ઉબયદાએ જણાવ્યું હુ વડો સેનાપતિ નથી. મારાથી કબુલાતની સહી આપી શકાય નહી પરતુ હું ખાત્રી આપું છું કે બતાવવામાં આવેલી શરતોની આડે મુસલમાનો આવશે નહી. અબુ ઉબયદાનું વચન રોમનોએ કબુલ કર્યું અને તેમને શહેરમાં દાખલ થવા અરજ કરી અબુ ઉબયદા ૧૦૦ સવારો સાથે દમિશ્કમાં દાખલ થયા.

બીજી તરફ પણ આવોજ ચમત્કારીક બનવા બન્યો. ખાલીદ પશ્ચીમના દરવાજા સામે ફરી રહયા હતા તેટલામાં યસુ નામના એક માણસે અભય વચન માગી કહયું હું મુસલમાનોની ફોજને શહેરમાં દાખલ થવાનો માર્ગ બતાવવા આવ્યો છું. ખાલીદનું અભય વચન મળતાં ૧૦૦ સવારોને તેણે શહેરમાં દાખલ કર્યા.



## પ્રકરણ ઓગણત્રીસમું.

—(૦)—

### પ્રેમ સંદેશ.



રોમન જલ્લાદોએ દુનીયાને બતાવેલા દ્રશ્યથી ભુમંડળ ધ્રુજી રહયું છે. શુદ્ધાત્માઓને બતાવ્યું, અને સત્યાત્માએ જોયું. દીવારથી બંધાએલો ઉભો છે અને મનુષ્ય જીવનની એક જીવતી પ્રતિમા દોરડાના આધારે લટકી રહી છે. થોડાક મુસલમાનો ખાઇના કીનારે ઉભા આ કરપીણ દ્રશ્ય જોઇ રહયા હતા—સલમુનીયામે તેમને ઉદ્દેશી કહયું—

"આ મુખમુદ્રા! જેણે હજારો જોનારાઓને પાયમાલ કર્યા, ફના થાય છે. આ એક જીવતું ચિત્ર હતું જે કુદરતે શામને બતાવ્યું.

સંખ્યાબંધ્ર આત્મા કાળી કાકુલોમાં ફસાયાં, સંખ્યાબંધ ઇચ્છાઓ આ શરીરને જોઇ ઉદ્ભવી અને વસંત રૂતુની રળીયામણી રાતોમાં સંખ્યાબંધ તરૂવરોના સુસ્વરો સંભળાયા. આ ફુલ અંતે કરમાનાર હતું, તેવીજ રીતે હજારો ઇચ્છાઓ ઉદ્ભવી અને સુંદર સરોદો સાથે ગગને પહોંચી ફના થઈ. શહેરના શુશોભીત ભુવનોને પોતાના ખોળામાં આશરો આપનારી આ દીવાલ, મને અનંત નિદ્રામાં સુવાડનારી આ ભીંતોવાળી ભુમી, એક સમયે નીર્જન અરણ્ય હતું. આજે યુનાની જાહોજલાલીનો વિલાપ કરે છે. મારા માટે મ્હોં વકાસી બેઠેલી આ ખાઇ, હમેશાં ખાઇ રહેવાની નથી. અહીયાં રેતના ઢગલા થશે અથવા રંગબરંગી ફુલો નીપજશે, પરંતુ ભાગ્યવાન બનશે ખાઇનો તે ખુણો જ્યાં પડી આથડી આ સલમુનીયા પોતાનો પ્રાણ ત્યાગશે."

"મારા, વ્હાલા ભાઇઓ!" સલમુનીઆએ બોલવા માંડયું "હું દેશની અધિષ્ટાતા, રાજાની રાજ કન્યા અને કયસરની ભાણેજ. દુનીયાના કોઇ વૈભવની મારે ત્યાં ખોટ નહોતી. રાજ્ય મારા કદમોમાં, તાજ મારા માથા ઉંપર, સુંદરતા મારી બાજુમાં અને દુનીયાં મારા હાથમાં, પરંતુ મને કહેવાનો હક છે અને કહીશ કે રોમનો માટે નહી પણ તમારા માટે એક નમુનો હતી. તમે જોયું અને મેં બતાવ્યું. દુનીયા સાંભળશે અને હું સંભળાવીશ, કે મઝહબે ઇસ્લામને અંતઃકરણમાં સ્થાન આપનારી સ્ત્રીઓ કેવી રીતે, પોતાની સુંદરતાને, પોતાના રાજ્યને અને પોતાના જીવનને મોતના પરિવર્તનથી બદલી, ખુદાના દરબારમાં જાય છે. મેં અત્યાર સુધી નથી કહયું, પણ તમો વ્હાલાઓને

કહું છું ! હું મુસલમાન છું અને તમે શાહિદ છો, તોહીદના કલમાની હું તમારી હજુર કબુલાત આપું છું. ઇસલામનો ઇતિહાસ જો મને મુસલમાનોમાં સ્થાન ન આપે અને વધસ્થંભવાળો મને પોતાની સફમાં બેસાડે તો, આ જુલમની દાદ હું ખુદા પાસે માગીશ. યુનુસ મારો મેહબુબ છે, મારો મોહસીન છે અને મારો વ્હાલો છે તે શુદ્ધ છે, તેના કાન ઉપર મારી છેલ્લી સલામ પહોંચાડજો.''

રોમનોએ માતમનું ઢોલ વગાડયું. નોબત ઉપર ચોબ પડી, જલ્લાદો ઉપર ચઢયા, બીજી અને ત્રીજી ચોબે, રસ્સી કપાઇ......

ખુદા દુશમનને પણ આ કરપીણ દ્રશ્ય દેખાડે નહિ. તે ફુલને હવાએ કીલ્લા ઉપરથી ફેંકયું અને પૃથ્વીએ પોતાની તરફ ખેંચ્યું. આકાશ અને આકાશવાળા, પૃથ્વી અને પૃથ્વીવાળા ચુપ ચાપ કાળજું પકડી આ દ્રશ્ય જોઇ રહયા હતા. મલેકા બે ગજ ઉતરી હશે કે દોરડામાંથી એક હાથ લંબાયો, ગુનેહગારને બગલમાં લઇ છાતી સરસો ચાંપ્યો. જોનારા મુસલમાનો ખાઇના કીનારે ઉભા હતા અને કરૂણ સ્વરે પ્રાર્થના કરતા હતા. આશક—માશુક બન્નેએ સલામત પૃથ્વી ઉપર પગ મુકયા.

બન્ને એકથી એક અફઝલ—અદ્વિતીય હતા. એક શુદ્ધાત્માની દેવી અને બીજો સત્યાત્માનો દેવતા. પ્રયત્ન નિષ્ફળ ન ગયો, ખાઇ પાસે આવી બન્નેએ પાણીમાં સીજદો કર્યો. યુનુસે દોરડું પકડયું અને મહબુબને પખવામાં લઈ લશકરે ઇસ્લામમાં આવી પહોંચ્યો.

# પ્રકરણ ત્રીસમું.

——:():——

## સહિષ્ણુતા, ન્યાય અને શોરનું સંગ્રામ.

————————

ખાલીદની તરવારે દમીશ્કમાં દાખલ થઇ વિજળીના ચમત્કાર કરવા માંડયા. આદમી ઉપર આદમીનાં શરીર પડવા માંડયાં, રસ્તા લોહીથી ભરાઇ ગયા. આવી દશામાં મરીયમના દેવળ આગળ પહોંચતાં શું જેયું—અબુ ઉબયદા સો માણસો સાથે નચીંત બેઠા છે—બાળકો અને સ્ત્રીઓની ઠઠ ઉભી છે.

એક હદ વગરની અજાયબી હતી, સીમા વગરની તાજુબી હતી. બન્ને સરદાર અને તેમના સીપાહો અવાચક, થોડીકવાર થોભ્યા પછી ખાલીદની તરવારે ચાલવા માંડયું. અબુ ઉબયદાને લાવનારા સમજ્યા હતા કે શહેર નિર્ભિક છે, પણ સ્થીતી પ્રતીકુળ જોઈ, તેઓ મરતા હતા અને વિશ્વાસભંગ માટે તિરસ્કાર બતાવતા હતા. રોમનોના કરૂણ શબ્દો અબુ ઉબયદાએ સાંભળ્યા. તેમની સરળતા સખતાઇમાં બદલાઇ, ઇસ્લામી જોશ રગે રગમાં ઉછળ્યો, બાવરા બની બોલ્યા—

“ ખાલીદ ! હાથ રોકો, ઇસ્લામને બદનામ ન કરો. ”

"બદનામી" ખાલીદે કહ્યું "કેવી બદનામી"

અબુઉબયદ—"ખુદાએ દમીશ્ક અમને લોહી રેડયા વગર આપ્યું છે."

ખાલીદ—દમીશ્ક અમે તરવારના બળે જીત્યું છે."

"મેં" અબુઉબયદા બોલ્યા "આ લોકો સાથે સુલેહ કરી છે, અને તેમની પાસે કરાર પત્ર છે."

"મારા મશ્વેરા વગર?" ખાલીદે જવાબ આપ્યો "મારી સલાહ વગર તમને કોઈ જાતના કરાર કરવાનો અધિકાર નહોતો, હું ખુલ્લા હાથે કતલ ચલાવીશ."

"હું" અબુઉબયદાએ કહેવા માંડયું "અલબત્તા સુલેહ કરવાનો અધિકાર નથી ધરાવતો, પરંતુ એક મુસલમાન તરીકે મેં સુલેહ કરી છે, તેથી મારા કરાર પુરા થવા જોઇએ."

ખાલીદ બીન વલીદ અટકયા, વિચારમાં પડયા, પણ તેમના લશ્કરની તરવાર ચાલુ હતી. અબુ ઉબયદાથી આ જોઇ શકાયું નહિ તેઓ લશ્કર પાસે ગયા અને બોલ્યા—"એક મુસલમાનના વચનને કાફરોની રૂબરૂ તમે ઠોકરે મારો છો. ખુદા અને રસુલને વચમાં મુકી હું તમને કહું છું, ખાલીદ અને મારી વાત ચીત પુરી થતાં સુધી તમારે હાથ ઉપાડવો નહી."

પવિત્ર નામ સાંભળતાં સીપાહીયોની ગરદનો નમી અને તરવારો મ્યાન થઇ. ખાલીદ અને અબુ ઉબયદા મરીયમના દેવળમાં ગયા. બે કલાક સુધી વાદ વિવાદ રહયો. કરારનામું કબુલ રાખવાની માગણીને મુસલમાનોના મોટા ભાગે ટેકો આપ્યો. તેમની દલીલ હતી કે જો થયેલા કરારો અમલમાં નહી મુકાય તો પ્રજાના મન ઉપર માઠી અસર પડશે. ખાલીદનું કહેવું હતું કે આ ઘેરામાં મુસલમાનોએ ઘણું સહન કર્યું છે. લડાઈમાં મુસલમાનોએ નહી ભુલાય તેવા ભોગ આપ્યા છે. જો તેનો બદલો પુરો નહી મળે તો મુસલમાનોનાં મન કચવાશે અને તેમનો ઉત્સાહ ઢીલો પડશે. છેવટનો ફેસલો અમીરૂલ મુસ્લેમીનની મુનસફી ઉપર મુકી બન્ને સરદારો બહાર આવ્યા.

ટોમ્સનું અંતઃકરણ કીનાથી ભરેલું હતું. તેને દમીશ્કમાં રહેવું ગમ્યું નહી તેણે અનતાકીયા જવાનો પરવાનો માગ્યો. ખાલીદે તે એવી શરતે આપવાની મરજી બતાવી કે માત્ર ખોરાકી સિવાય તેણે કોઇ ચીજ પોતાની સાથે લઇ જવી નહી. અબુ ઉબયદા વચ્ચે પડયા અને કરારનામા પ્રમાણે તેનો બધો માલ લઇ જવાની પરવાનગી આપવા સુચવ્યું. ખાલીદને અંતે અબુ ઉબયદાની માગણીઓ કબુલ રાખવી પડી. હથીયારો સંબંધી માત્ર રસ્તામાં ચોરોથી રક્ષણ મેળવી શકાય એટલાં લઇ જવાની પરવાનગી મળી. ટોમ્સ આનંદ પામ્યો અને તેણે શહેરની બહાર તંબુ ઠોકયો. શહેર છોડી જનારા બધા લોકો પોતાની માલમતા સાથે ત્યાંજ એકત્ર થયા. આ પ્રવાસીઓમાં કેટલાક મુળ વતનીઓ હતા, તેમને મુસલ-

માનો સંબંધ તેમના મનમાં ઠસાવવામાં આવેલી ખરાબ વાતોને અંગે દેશ ત્યાગવો પડતો હતો.

દમીશ્કથી થોડાક માઇલ આ કાફલો પહોંચ્યો હશે કે માર્ગમાં એક મુસલમાન સવાર મળ્યો. રોમનોએ તેને નિર્દયપણે કતલ કરી વેર લીધું. મુસલમાનોને ખબર મળતાં તેમના ક્રોધનો પાર રહ્યો નહી, એક છેડાથી બીજા છેડા સુધી આખું લશ્કર ઉશ્કેરાઈ ગયું.

દગા કે પ્રપંચનું નામ નહી જાણનારા એક નિરપરાધી અરબની કતલ! એક બહાદુર અરબ અબળાની વિધવા દશા! બે માસુમ બાળકોની યતીમી! આ એવો બનાવ ન હતો, કે મુસલમાનો સાંભળે અને ભુલી જાય, જુએ અને સહન કરે! એક વીજળીક અસર હતી અને આખા લશ્કર ઉપર ઉંડી છાપ પડી. આ લશ્કરે એક અવાજે કહ્યું "હમીરના લોહીનું એકેક ટીંપુ દમીશ્ક કરતાં લાખ ગણું વધારે કીમતી છે. પ્રપંચી પીશાચોને તેનો સ્વાદ ન ચખાડીયે ત્યાં સુધી અમને સંતોષ થવાનો નથી."

મુસલમાનોની બજીદ અને વ્યાજબી માગણી જોઇ મુસ્લીમ વીરનરની તરવાર ચમકી, તેના અખતરા દુનીયાને અત્યાર સુધી કીમતી પાઠ શીખવે છે. તે મનુષ્ય નહી પણ કુદરતનો ચમત્કાર હતો. સાથેજ શામની પૃથ્વીએ સાંભળ્યું—

"વ્હાલા ભાઇયો! તમારો જોશ યોગ્ય અમે તમારી માગણી વાસ્તવીક છે. હમીરની શહાદત ઉપર તમારો ક્રોધ વ્યાજબી અને

તમે જે કંઇ કરી જાઓ તે ઠીકજ કહેવાય. તમારી વ્યગ્રતા—પરેશાનીથી હું બે ખબર નથી. તમારાથી વધારે દુઃખી, અને તમારાથી વધારે ગમગીન છું, તમારા કરતાં મને કંઇ ઓછું દુઃખ થયું નથી. દમીશ્કની ફતેહમાં હું તમારી સાથે હતો, મેદાને જંગમાં તમારો હમદમ અને હમરાઝ હતો. તેવીજ રીતે અત્યારે પણ તમારા દુઃખમાં બરાબરનો ભાગીદાર છું. પરંતુ જે પુછું તે બતાવો અને જે કહું તે બરાબર સાંભળો."

"વચન પાળવાની તમારી ફરજ હતી અને છે. અબુ ઉબયદાની જીભ અને શબ્દોની લાજ રાખી, ઇસ્લામ ઉપર ઉપકાર નથી કર્યો? જો તેમ ન કર્યું હોત તો તમારી લાજ જાત. પોતાના પાપી કર્મો પાછળ મુકી જનાર કનિષ્ટ વ્યકિતઓ પાયમાલ થયાને સદીઓ વીતી ગયા, છતાં અત્યાર સુધી દુનીયા તેમની ઉપર ધીકાર મોકલે છે. તેવીજ રીતે જીંદગીના કોઇ સંજોગોમાં સત્યનો પરિત્યાગ નહી કરનારા ધર્માત્મા પુરૂષો, જો કે અત્યારે આપણી વચ્ચે નથી, છતાં યાદ રાખો અને સાંભળો, જે કહું તે! અને જે સંભળાવું તે!"

"દુનીયા મરણ પછીની એક કસોટી છે, તેમનાં નામ માથે અને આંખે ચઢાવી રહી છે. ઇસ્લામ તમારી મહેરબાની કે ઉપકારની ઇચ્છા નથી રાખતો. જે કર્યું તે તમારા પોતાના માટે અને જે કરશો તે તમારાજ માટે!"

"ફરી પણ હું કહીશ કે ઝાલીમો સખત સજાને લાયક છે, જરા પણ દયાને પાત્ર નથી. પરંતુ મુસલમાને આટલા જલદી છલકાવું

જોઇએ નહી, તમે તે હાદીયે બરહકના અનુયાયી છો, જેણે સખતમાં સખત દુઃખો વેઠયા પછી પણ દુશ્મન માટે ભલી દુઆ કરી છે. સબર કરો. શાંત થાઓ, ખાઓ, પીઓ અને પછી આગળ વધો."

હાદીએ બરહકનું નામ સાંભળતાં મુસલમાનો નમી પડયા, બધાએ કમરો છોડી અને હથીયાર નાંખી દીધાં. શાંત પણ ચુપ-ચાપ ખામોશ—"



## પ્રકરણ એકત્રીસમું.

—:(o):—

### યુનુસપર ખુની હુમલો.



કુફર અને શીરક ઉપર સદા લબ્બયક કહેતી શામની સર જમીન આજે તોહીદના નુરથી રોશન છે. વૈભવના ખોળામાં આંખ ઉઘાડનારી દમીશ્કની શેરીઓ અને શાહી મહેલનાં ભદ્રભુવનો, આજે ફનાનું દ્રશ્ય અને ઇબરતનું મથક બન્યાં છે. મતવાલાં મગજોને રાત અને દીવસ મસ્ત બનાવનારી પુષ્પોની સુવાસ, વહદાનીયતની માળા જપે છે. મોજમજા અને એશ આરામના પર્વતોને પોતાની એક લહેરમાં જન્મ આપતી નહેરો આજે શુદ્ધ સત્યના સરોદો

માય છે. પૃથ્વીનું દરેક રજકણ, ફુલવાડીની દરેક પાંખડી, જંગલનું દરેક તણખલું, ઇમારતની દરેક ઈંટ અને વૃક્ષનું દરેક પત્ર રીસાલતની રોશનીથી પ્રકાશીત છે. વેહદાનીયતનાં વાજીંત્ર વગાડતા દમીશ્કથી પાંચ માઇલને અંતરે આવેલા એક વ્હેળાના કીનારે ચાંદની રાતમાં યુનુસ અને સલમુનીયા ચુપચાપ બેઠાં છે. નાજુક ચરણોને શીતળ પાણી, રૂખેરોશનને મંદ હવા અને કાળી કાકુલોને સફેદ ચાંદની અનિશ્ચિત આલીંગન આપે છે. આ મુગ્ધ જગતને અજાયબીથી ગતિમાં લાવતાં યુનુસ બોલ્યો—

" કુદરતની અનેકાનેક શકિતઓને અધિકારમાં લાવનારી તે એક શકિતને મારી થવામાં હજુ કઇક સમય લાગશે ? સલમુનીયા ! મારો આ તર્ક વ્યર્થ હશે ? જીવનવાડીમાં જુદા જુદા પ્રયોગો બતાવનારાં શકિતનાં આ અવ્યવો પૃથક પૃથક પુષ્પોજ છે. હુ જોઇ રહ્યો છું કે આ એક શકિતએ આજુ બાજુની અનેક વસ્તુઓને પોતાના પ્રભાવથી બેશુદ્ધ બનાવી છે. ચાંદ ચકકરમાં છે, વૃક્ષ લળી રહયાં છે, હવા અથડાય છે, પાણી પીંખાય છે. હું કહીશ અને સત્યજ કહીશ કે ચાંદ શરમાઇ રહયો છે. તેમાં રોશનીનો પ્રકાશ છે છતાં સુંદરતાની ખોટ છે. શાહજાદી ! મારી કોઇ વાતનો જવાબ છે? "

"હું પહેલાં કહેતી" સલુમુનીયાએ જવાબ આપ્યો "અને હવે પણ કહીશ કે, આવા અલંકૃત શબ્દો મને ગમતાની, જરૂર નથી. તમારી જીભ એક ચોખ્ખા ઉત્સાહના અસરમાં લીન બની આ બધું કહેવાડે છે. મેં આ નાપાયદાર સૌંદર્યની, કદાચ તે સૌંદર્ય કાં ન હોય !

મેં ત્યારે પણ દરકાર કરી નહોતી, જ્યારે દેશ તેની પુજા કરતો હતો. આજે, કુદરતે તે દેખાવો ફેરવી નાંખ્યા, તે સમો બદલી નાંખ્યો— શું તમે માની શકો છો કે મને તમારી વાતો પસંદ પડતી હશે. અતિશયોક્તિ નહિ પણ વાસ્તવીક બનાવ છે કે કુદરતની દરેક વસ્તુ પરિવર્તનના પ્રભાવ તળે છે. દરેક વસ્તુ કામ કરે છે અને બતાવે છે કે જીંદગીની કોઇ દશા સ્થીર નથી. ચંદ્રમા અત્યારે સ્નેહાળ અને સુંદર ખરો પણ નજીકમાંજ તેનું સૌંદર્ય સમાપ્ત થવાનું. આ ફાની સુરતનું દ્રશ્ય બધું બતાવી રહયું છે. વ્યર્થ વાર્તાલપ ત્યાગી અને કાન દઇને સાંભળો."

યુનુસ—"આજે શું સાંભળીશ, લાગટ બે વરસથી જોઇ અને સાંભળી રહયો છું. મને તો દરેક ચીજ સલમુનીયાની સુંદરતાનાં ગીત ગાતી દેખાય છે. પત્ર હાલી રહયાં છે પણ તેનોજ જાપ જપે છે. બુલબુલ તલપી રહી છે પણ તેનુંજ નામ રટે છે."

સલમુનીયા—"કેટલીક વખત એક વિચાર મગજમાં વધતાં વધતાં ઘેલછાનું સ્થાન લે છે. ભાગ્યશાળી તે વ્યકિતઓ છે કે જેમના વિચારો કોઇ ફાની વસ્તુમાં ફસાતા નથી, બલકે નિરંતર રહેનારી શકિતના સ્મરણમાં તેઓ ગુંથાએલા રહે. તમે કહો છો તે જો ખરૂંજ હોય તો તમારા અંતઃકરણને, અદ્વિતીય કારીગરીના માલીક તરફ નથી પ્રેરતા ?"

સલમુનીયાના શબ્દો મ્હોંડામાંજ હતા કે પાછળથી કોઇના

આવવાનો ભાસ થયો જોયું કે ચાર હથીયારબંધ માણસો આવેછે. યુનુસ તરવાર લઇ ઉભો થાય તે અગાઉ, ખભા ઉપર ઘા થયો, સાથેજ બીજો હાથ. તે ઘાયલ સિંહ સાવચેત થાય તેટલામાં ત્રીજા વારે તેને અશકત બનાવ્યો. પડ્યો અને તરફડવા માંડયો—સલમુનીયા ખંજર તાણી સામે થઇ પરંતુ ચાર પુરૂષો સામે હતા. એએ પાછળથી તેણીના ખભા પકડયા, ખંજર ખુંચવી લીધું. ખભે ઉચકી ઘોડાપર નાંખી અલોપ થયા.

——:(૦):——

# પ્રકરણ બત્રીસમું.

—:(૦):—

## હેરીસનો દંભ અને ડાળ.



લુબનાન પહાડની સુંદર તળેટીમાં આવેલા તળાવની પાળે દમીશ્કથી આવેલા પ્રવાસીયો તંબુ ઠોકી પડયા છે. ગ્રીષ્મ રૂતુ અને રળીયામણી સ્હવાર, નવવિકિસત સુવાસિત ફુલોમાં હળીમળી આવતો આનંદી પવન જન્નતુલ ફિરદોસ—સ્વર્ગનું સ્મરણ કરાવતો હતો. રોમન સેનાપતિ હેરીસ, નાજુક રમણી યુક્રિટીયા સાથે લીલોતરીથી આચ્છાદિત કુંજમાં બેસી મદીરા પાનમાં મસ્ત હતો. કાળ ગતિએ દમીશ્ક અને શામના રોમન જાહો જલાલને જમીન દોસ કર્યો હતો.

છેલ્લા પરાજયે તેમની ભાવી આશાઓ ઉપર પાણી ફેરવ્યું હતું. છતાં પણ મદિરાના મદમાં તેણે રૌમન જાહો જલાલનાં સ્વપ્નાં જોવા માંડયાં. હેરીસ ઉભો થયો તરવારના બોસા લીધા અને કહેવા માંડયું—

"વ્હાલી યુક્રિટીયા, છેલ્લા પરાજયે બધી ઉમંગો અને ઉત્સાહ નો નાશ કર્યો. અરબ લુટારૂઓમાં એટલી શકિત નહોતી કે અમારી બહાદુર ફોજ, જેણે અલભ્ય ભોગો આપી મેળવેલા દમીશ્ક અને શામની નીરાધાર પ્રજા અને દેશને ઝાલીમોના કબજામાં જવા દે એ અસંભવજ હતું. પરંતુ સમયનો ખેલ હતો, વુરદાન અને ફીલોસ બન્નેને અંધાપો આવ્યો, નિર્લજ, કાયર અને નાલાયક નીવડયા, તેઓ મરી ગયા અને અમે કોઇને મ્હોં બતાવવા લાયક ન રહયા. તે નમાલા મુર્ખા આ અસંખ્ય યોદ્ધા સામે જીતી શકે ? અકકલ કામ નથી કરતી, વિચાર હેરાન અને બુદ્ધિ પરેશાન છે, બનાવોએ મુશ્કીલને આસાન અને અશકયને શકય કરી બતાવ્યું. તેમાં કીસ્મત કે કુદરતનો દોશ નથી, માત્ર એક જાહેર ભુલ અને તેનું માઠું પરિણામજ પ્રત્યક્ષ છે.

યુક્રિટીયા—"ગઇ ગુજરીની યાદ અને તે ઉપર વિચાર વ્યર્થ. ખરી રીતે તો અમે અકર્મી, અમારૂં જીવન અકારૂં અને અમારી રાજ્ય સત્તા નિર્લજતાની સીમા છે. જે થવાનું હતું તે થયું; હવે એ ખોટ પુરી શકાય તેમ નથી. હેરત છે, આશ્ચર્ય છે, અફસોસ છે, શરમ છે, ધીકાર છે, સલમુનીયા તને. તુ એક યોવન કળી હતી,

જે શામમાં નીપજી અને દમીશ્કમાં વિકસી, તુ એક ચંદ્રમા હતી જે લુબનાનના સીખરો ઉપર દેખાયો અને દમીશ્કમાં પુર્ણિમા થઇ પ્રકાશ્યો. તુ એક સ્ત્રી રત્ન અપ્સરા હતી, જે શામમાં અવતરી અને દમીશ્કમાં પોષાઇ. કાંતિમાં, લાવણ્યમાં, આચારમાં, વિચારમાં, ગુણમાં, અહીંયાં શું કયાંયે અને અત્યારે શું કોઇ પણ વખતે આ જગત તેવું અલભ્ય રત્ન ઉપજાવી શકશે નહી. શામનું તેણી અભિમાન હતી, દમીશ્કનું તેણી ગૌરવ હતી, દેશને તેના પ્રતાપે આબરૂ અને કોમને તેના પ્રતાપે માન હતું તમે જીવતા છો અને સલમુનીયા પીશાચો પાસે! શું તમને સ્વર્ગ પણ સુખ આપી શકે? પૃથ્વી ફાટે અને તમારાથી પહેલાં હું તેમાં સમાઇ જાઉં—નાશ પામું આકાશ તુટી પડે અને મારાથી પહેલાં શહનશાહ ગારત થાય, પાયમાલ થાય, અમારો જોશ, અમારી લાજ, અમારી શરમ, અમારૂં બધું, સર્વસ્વ નાશ પામ્યું."

"નહી" હેરીસે કહયું "વ્હાલી યુક્રિટીયા નહી, નિરાશ ન થા. જો, આકાશી પિતા શું બતાવે છે. ખ્રીસ્તના શુરા ચેલાઓએ આકાશી પુસ્તક હાથમાં લીધું છે અને સોગન ખાઇ ગયા છે કે જો શાહઝાદી સલમુનીયાને જીવતી નહી લાવે તો મ્હોંડું નહી દેખાડશે."

હેરીસે હવે મદમાં અભિમાનનું અહંકારી આખ્યાન ઉકેલવા માંડયુ તે ગર્વ કરતો ગાજયો "હું! હા હું, તે છું કે ખાલીદને જીવતો ગળી જાઉં. આખી લડાઇમાં એકજ અરમાન હતો અને તે

જબરદસ્ત લુટારા સાથે યુદ્ધ કરવાની હોંશ હતી. ખાત્રીપુર્વક કહું છું કે આંખ ઉપર પાટા બાંધી તેની સામે ઉભો કરો, જો જીવતો બચી જાય તો કહો તે ગુનેગારી આપું"

સામેથી હસતો હસતો એઝરાયેલ આવ્યો, સલામ કરી અને મુસલમાનોના કાસદને અંદર આવવા દેવાની પરવાનગી માગી.

"હાજર કરો." હેરીસે ઉત્તર આપ્યો.

કાસદ હાજર થયો. તે અરબોનો પ્રખ્યાત સરદાર સઇદ હતો. કેટલી અજાયબી, કેટલી સાદાઇ! એકથી એક ઉત્તમ અને ચઢિયાતા દુનિયામાં દુર્લભ અને જગતમાં અલભ્ય એવાં કીમતી વસ્ત્ર ભંડારનો ધણી, અઢળક ધનનો માલીક સઇદ, ખ્રીસ્તી ફકીરો—ભિક્ષુકોની સરખામણીમાં મુકાય એવાં સાદાં અને મેલાં કપડાં—ખાદીનું એક લાંબું પેરણ અને ચામડાના જુના મોજા, તેના અંતરની સાદાઇ અને સરળતાની સાક્ષી આપતા હતા. હેરીસની મગરૂર આંખે તેને જોયો અને તીરસ્કારના ડગલે આગળ વધ્યો. તેણે દંભમાં કહયું.

"બોલ, શું પેગામ લાવ્યો છે. ખુશામત, કાકલુદી અને કાલા-વાલા સાથનાં કાવત્રાંનો વખત હવે વહી ગયો છે, મારી આ ખુંખાર તરવાર તે ઝાલીમ ખાલીદનું લોહી પીવા તલસી રહી છે. જલદી બોલ તે અરબ ઝાલીમોને સજા કરવાની તઇયારીમાં છું. મારૂં બહાદુર લશ્કર હવે તમને તમારા ફેજે પહોંચાડશે."

કાસીદે કહેવા માંડયું—"ફુરલામી લશ્કરના સિપહ સાલાર ખાલીદ બીન વલીદ તરફથી હું પેગામ લઇને આવ્યો છું, મારૂં નામ સઇદ છે. તે ખુદાના વીર પુરૂષે કહેવરાવ્યું છે કે 'દમીશ્ક જીત્યા પછી એક મુસલમાને આપેલા વચનના આધારે વિજયના બધા હક જતા કરી તરવાર મ્યાન કરી; એ દેખાવ તમે ભુલી ગયા લાગો છો. ખુદાની મદદથી જે શક્તિએ તમને તે વખત બતાવ્યો હતો તે હજુ કમજોર નથી થઇ અને જો ખુદાની મરજી થાય તો તેજ વખત ફરી આવે ખરો! અમારા કરાર કાગળના નકામા કકડા નહી પણ એક સખત પહાડ હોવાથીજ તમને સલામત ચાલ્યા જવાની પરવાનગી આપવામાં આવી હતી. પરંતુ અફસોસ કે તમે અમારા ઉપકારનો અપકારમાં જવાબ વાળ્યો. એક નિરપરાધી મુસલમાનને કતલ કર્યો, તેનું કોઇ ચોકકસ કારણ હોય તો બતાવો અને પોતાને નિર્દોષ પુરવાર કરો, નહી તો યાદ રાખો કે તમારે એક માણસ બચવાની આશા છોડી દેવી."

પેગામ સાંભળી હેરીસનો રંગ રાતા અંગારા જેવો બન્યો નાગના ફણપેરે કાળું માથું ધુણાવ્યું, તરવાર જમીનમાં ટેકવી તે બોલ્યો.

"અમારી ભુલોના પરિણામે અને પ્રપંચી કાવત્રાંના પ્રતાપે તમે દમીશ્કમાં પેઠા. મહીનાઓથી પડયા હતા, ફતેહ તો બાજુંએ રહી તમારા જીવના પણ સાંસા પડી જાત, તમારી લાશોને કબરનાં દર્શન પણ થાત નહી. તમારી લાશોને જંગલી જનાવરો પીંખી

નાંખત અને વિજયનાં સ્વપ્નાં હવામાં હવા થઇ જાત. અમારી ભુલને પરિણામે મેળવેલા લાભ ઉપરથી એમ ધારો છો કે આ મોટા સમુહને સ્હેલાઇથી ગળી જશો.? જા, એ પ્રપંચી કોમના કાસદ મારી સામેથી ચાલ્યો જા. જા, જઇને જણાવ કે જે થયું તે યોગ્યજ થયું છે. એક મુસલમાન તો શું હવે અમારા રણશુરા વીરો અરબોની લાશોના ઢગલા મારશે. જો તમને જીવ વ્હાલો હોય, પ્રાણ પ્યારો હોય અને દુનીયામાં થોડા વધુ વખત રહેવાની ઇચ્છા હોય તો દમીશ્ક ખાલી કરી જ્યાંથી આવ્યા છો ત્યાં ચાલ્યા જાઓ."

——(૦)——

## પ્રકરણ તેત્રીસમું.

———

### અદલે ફારૂકી.

———

કહેવાને તો કેટલાએ દીવસ વીત્યા પણ કાલનીજ વાત છે. આકાશની આંખો આગળ મુસલમાનોનું લશ્કર દમીશ્કની ચડાઇ માટે મસજીદે નબવી ઉપર કુરબાન થઇ મદીનાની પુણ્ય ભુમિથી ઉપડતું હતું, મદીના શરીફનો વિશાળ મેદાન ઇસ્લામ ઉપર કુરબાન થવા ॥ ઇચ્છા રાખનારાઓથી ખીચોખીચ ભરેલો હતો. લોકો ખલીફાની રૂબરૂ આવી અરજ કરી રહયા હતા કે કુચની પરવાનગી આપો.

સહવારનો રળીયામણો વખત હતો લડવૈયા ઘોડા ઉપર અને ખલીફ-તુલ્લ મુસ્લેમીન તેમની વચ્ચે પેદલ ચાલતા હતા.

લશ્કર આંખથી અદ્રશ્ય થયું અને તે પવિત્ર વ્યકિત જે ઈસ્લામમાં "સીદ્દીક" ના નામે ઓળખાય છે જેના ઉપકારોમાં ઇસ્લામ—જે કોઇના ઉપકારનો શરમીંદા નથી—સખત પ્રયત્નો કર્યા છતાં બદલો ન આપી શકયો—સમુહ ખુદાને સોંપી ઘર તરફ વળ્યા. દીવસ દમીશ્કના વિજયની આશામાં અને રાત આખી સફળતાની એલતેમાસમાં પસાર થતાં. લડાઇએ નવું સ્વરૂપ લીધું, અને અબુ ઉબયદાએ દુશમનની સંખ્યા અને હિલચાલની ખબર મોકલી ત્યારે ખાલીદને શામ તરફ રવાના કરી, હાદીએ બરહકની પેશાનીને નમન કરી બોસા લેવાડનારી ભાગ્યશાળી ભુમી ઉપર કપોળ મુકી લાગટ આઠ કલાક સુધી સીજદામાં રહી વિજય પ્રાર્થના કરી. વાતોમાં દીવસો ગુજાર્યા અને આંખોમાં રાતો પસાર કરી. પરંતુ પવિત્ર કાન, વિજય વધામણી સાંભળી શકયા નહિ બરાબર અડધી રાતના સમયે સુખોનો ત્યાગ કરી રડી રડી ઇલતીજા કરતાં સવાર પાડી, અને મુનાદીએ તોહીદની ગર્જના કરી બેશુદ્ધને શુદ્ધિમાં આણ્યો—જાગતાંજ લલકારી ઉઠયો, "અઝાન થઇ."

આંખો આકાશમાં હતી અને હૃદયમાં વિજય વાસના, નમાઝ પઢી, આંખે આંસુ સેરવ્યાં, અને લબપર તેજ યાચના.

સીદ્દીકની પ્રાર્થના શુદ્ધ હતી, સ્વીકારના દ્વાર ઉપર દસ્તક દીધી, અર્શે મોઅલ્લા—આકાશ વેદી—ઉપર પહોંચી, સફળતા પ્રાપ્ત કરી;

પરંતુ સીદ્દીક પોતાની ઇચ્છાઓને આ નાપાયદાર જગતમાં સફળ થયેલી જુએ એ કુદરતને ગમ્યું નહી. ખુદાના પવિત્ર ફિરશતા દમીશ્કની વિજય વધામણી પેશકશ કરે તે અગાઉ ઘેર આવ્યા, અંગોળ કર્યું, નમાઝ પઢી અને તેજ યાચના. આ દશામાંજ શરીર તપવા માંડયું તાવનો ભાસ થયો, સ્થીતી ગંભીર થઇ અને ઇસ્લામનો તે મહાન પારસમણિ, ખાલીદ અને અબુ ઉબયદાએ દમીશ્કમાં પ્રવેશ કર્યો—પગ મુકયો—ઠીક તેજ સમયે ખલીફાનું જોખમ ફારૂકે આઝમના હાથમાં મુકી સત્યનો તે શુદ્ધાત્મા—સીદ્દીકે અકબરનો આત્મા પરલોક પામ્યો—વફાત પામ્યો ! ! !

દુનીયા ઘણા વખત અગાઉથી છે અને હજુ પણ ઘણાં વરસો સુધી રહેશે. વિદ્વાનોના તર્ક, બુદ્ધિમાનોના વિચાર ધર્મગુરૂઓના ફતવા, નૃપતિઓના ચુકાદા, શહનશાહોના ન્યાય, આકાશ અને પૃથ્વી જોતા અને સાંભળતા રહયા અને રહેશે. પરંતુ આજે, પયગમ્બર (સ૦) નો એક ઉપાસક, મઝહબે ઇસ્લામનો એક શુદ્ધ સેવક, નિર્ભય વિરતાનો ભંડાર, સત્યાચારનો આત્મા, ન્યાયનો પ્રાણ, વિદ્યાનું ચિત્ર, સચ્ચાઇની પ્રતિમા, દુનીયાને સચ્ચાઇના તે નમુના બતાવી ગયો, કે આકાશ નમન કરશે અને ન્યાય કુરબાન થશે, ઇતીહાસ આ ફેસલાને ઇમાનના નુરમાં ચમકાવશે અને ઇસ્લામનો જગમગતો ફયસલો રહેતી દુનિયા સુધી અજોડ રહેશે દાવો કરશે કે જીવતી પ્રજાઓ કાન ફફડાવી સાંભળો ! અને જોનારી આંખે જુઓ, કે ઇસ્લામ પોતાના દુશમનો સાથના વ્યવહારમાં એવું કંઇ કરી ગયો કે અત્યારે મિત્રો મિત્રોની સાથે કરી શકતા નથી.

દીવસ વીત્યો, મુસલમાનો સંખ્યાની ફરજો બજાવી ચુકયા, ફારૂકે આઝમ મસજીદે નબવીમાં ખામોશ બેઠા છે, લોકોનું ટોળું વ્યુહમાં ગોઠવાયું છે, યુદ્ધ માટે વ્યાકુળ છે, કે અચાનક કાસીદે પ્રવેશ કરી સલામો અલયકુનો શબ્દ ઉચર્યો.

દીપકના પતંગીયા પ્રમાણે પ્રજાનો પ્રવાહ ઉડયો, યુદ્ધનું પરિણામ બતાવવા આગ્રહ થયો, કાસીદે વિજય વધામણીનો શબ્દ અને સેનાપતિનો પત્ર ખલીફતુલ મુસ્લેમીનના ચર્ણો ઉપર કુરબાન કર્યો. તુરતજ મુસલમાનોએ દુગાનાની નમાઝ પઢી. અમીરૂલ મુમેનીને ખાલીદનો પત્ર વાંચ્યો અને બોલ્યા—

" એક મુસલમાન તરીકે અબુ ઉબયદાએ આપેલું વચન ફરજીયાત પાળવું જોઇએ. દેવળમાં જ્યાં સુધી ખાલીદ તરવારના બળે દાખલ થયા હોય તેટલી જગ્યા મુસલમાનોની છે, મસજીદ બનાવો અને સુલેહ પછી અબુ ઉબયદા જેટલા વિભાગમાં ગયા હોય, તે ઇસાઇઓની મીલકત છે, તે વિભાગની તસુ જેટલી જમીન મસજીદમાં નથી લઇ શકાતી.

* * * *

ઉમર (ર) !! તું નથી, પણ તારો ચુકાદો જીવતો છે! તારી કીર્તી જીવતી છે! દુનીયાનું જીવન ચૌદશી વધારે સદીઓ વટાવી ગયું, પ્રભાત, પ્રજા, ઇમનહાર નૃપતિ પોત પોતાનો રંગ બતાવી ફના થયા, પરંતુ જનપે ઉમૈયાની મેહરાબો પેકારી પોકારીને કહે

છે, અદલે ફારૂકીનો નજીવો નમુનો અમે છીએ! આ તે ચુકાદો છે કે ચૌદ સદીયો નહી ચૌદ હજાર સદીઓ પણ મનુષ્ય જગતમાં તેનો જવાબ આપી શકશે નહિ!!



## પ્રકરણ ચોત્રીસમું.

—(૦)—

### જરજેસીયાનો પ્રેમી અને દરાર.



મુસલમાનો માનતા હતા કે દમીશ્ક જીતાયા પછી, લડાઇ પુરી થશે અને બધુ શાંત દેખાશે. ઇસાઇઓની દરેક માગણીઓ કબુલ થઇ, ગનીમતનો માલ પાછો આપવામાં આવ્યો, માલ પર અધીકાર અને જાનની અમાન આપવામાં આવી, પરંતુ કાસીદે આપેલો જવાબ સાંભળી ખાલીદ ક્રોધમાં લાલચોળ થઇ ગયા. અબુ ઉબયદાએ દમીશ્કનો મામલો ખલીફાના હુકમ ઉપર મુકયો. નવા સંજોગોમાં ખાલીદ તરફ અનુમતી બતાવી. ઉપકાર ઉપર અપકાર કરનારાઓને સખતમાં સખત સજા કરવાનો અભિપ્રાય આપ્યો. મુસલમાનોએ દેવળ તોડવાની હઠ લીધી, પણ ચુકાદો અમીરૂલ મુમેનીના હાથમાં હોવાનું સાભળી ટાઢા પડયા. રાત થવા આવી હતી, સવારે વિશ્વાસ ભંગ કરનાર અપરાધીઓને સજા આપવા જવાનું હતું ઉશકેરાયલા

અશ્વો આરામ કરવામાં રોકાયા. કાસીદે હેરીસના કહેલા શબ્દો ઉપર ખાલીદ અને અબુ ઉબયદાએ ઉંડો વિચાર કરવા માંડયો. તેઓ સમજ્યા કે વખતે ઇસાઇઓનું કોઇ નવું લશ્કર આવ્યું ન હોય, અને રાત્રે બેભાન સુતેલા મુસલમાનોની કતલ ચલાવવામાં ન આવે ! આવા વિચારથી પાછલી રાત સુધી બન્ને સેનાપતિઓ લશ્કરની ચારે દીશામાં ફેરા આંટા મારતા રહયા. પાછલી રાત્રે ચોકી બાનોને ખબરદાર કરી સુતા.

એક ઉંઘ લઇ દરાર-બેચેન દરાર જાગ્યા, હથીયાર બાંધ્યાં, ઘોડા ઉપર ચઢયા અને લશકરની ચારે દીશા તપાસી, બધું શાંત હતું, કાઝાનદરવાજાની સામે આવેલા વિશાળ ઝાડની છાયામાં થોભ્યા. દરવાજામાંથી એક સવાર નીકળતો જણાયો અને પાછળ બીજો. દરારે બારીક નજર કરતાં જાણી લીધુ કે ઇસાઇ હતા, આગળ આવ્યા અને પહેલાને ગીરફતાર કર્યો. કેદી બોલ્યો “ બીજો પુરૂષ નહિ પણ સ્ત્રી છે, ચોર નહિ પણ કેદીની માશુક જરજેસીયા છે.” કેદીએ ખુલાસો કર્યો “ તેણીના પિતાએ બીજા પુરૂષ સાથે પરણાવવાની ગોઠવણ કરવાથી અમે બન્ને ન્હાસી જવાના વિચારથી આવ્યા છીએ.” દરાર બન્નેને લશકરમાં લઇ ગયા. સવાર થતાં સેનાપતિ આગળ ઉભા રાખવામાં આવ્યા. કેદીએ વિશ્વાસ ઉપર બધી હકીકત કહી. ખાલીદે દીલાસો આપ્યો. મુસલમાનો કુચની તૈયારમાં હોવાથી, પાછા ફર્યાં પછી તેના કેસનો ચુકાદો આપવા જણાવ્યું. પ્રીરની ઉપર ખાલીદના સંભાષણની ઉંચી છાપ પડી,

તેણે કલમો પઢયો, મુસલમાન થયો અને અરજ કરી " તમને હું પાસેના અને સુરક્ષીત રસ્તેથી પાપીઓ ઉપર ઉભા કરીશ. " મુસલમાનોએ કુચ કરી, થોડાંક ડગલાં ચાલ્યા હશે કે એક સવારે અરજ કરી, યુનુસ કતલ થયા અને સલમુનીયાનો પ-તો નથી. મુસલમાનોએ આ ખબર ક્રોધ અને સખત ઝનુન વચ્ચે સાંભળી. વધુ સાંભળવાનું અને સહન કરવાનું તેમનામાં હવે કૌવત નહોતું. કેટલાકે તર્ક બાંધ્યો કે " આ પાપીકૃત્ય સલમુનીયાનું છે. "

લોકોને આ તર્ક અણુ ઉબયદા અને ખાલીદે પણ જાણ્યો. તેઓ બોલ્યા—"મિથ્યા તર્ક બાંધવામાં પણ પાપ છે. સલમુનીયા શુદ્ધ બાનુ હતી. તેણી ઇસ્લામની ખરી ઉપાસિકા હતી. તેણીની ભાવના શુદ્ધ હતી, અંતઃકરણ શુદ્ધ હતું અને તે શુદ્ધાત્માના બળે તેણી મુસલમાન થઇ હતી. તેના ઉપર વ્હેમ કરવાથી ઇસ્લામ શરમાય છે. "

આજની કુચ મુલતવી રહી. યુનુસને તપાસતાં જણાયું કે તે સખત ઘાયલ હતો, શ્વાસ ચાલતો હતો છતાં આંખ ઉઘાડવા કે વાત કરવા જેટલું તેનામાં કૌવત નહોતું.



# પ્રકરણ પાંતરીસમું.

## સદાચારી વીર નરનું કર્તવ્ય.

જે જગતે ખીલાફતે ફારૂકીનો ન્યાય અને યુનુસની શુદ્ધ સચ્ચાઇ જોઇ ને કાને સાંભળી, તે અત્યારે પણ જોઇ રહયો છે કે દમીશ્કના માનની મોહનમાળા, જેણે પ્રેમ કસોટી ઉપર પ્રભાવશાળી પ્રકાશ પાડી જગત જગમગાવ્યું, તેણી અત્યારે પગોમાં બેડીઓ અને હાથોમાં લોખંડી સાંકળો બાંધી ત્રીશુળના લશ્કર વચ્ચે ઉભી છે. દરેક દિશાએથી તિરસ્કાર વરસે છે, તેણીને કતલ થયેલા ન ઇચ્છતી હોય એવી એક પણ વ્યકિત દેખાતી નથી. ઝાલીમોએ ઝુલમ કરવામાં કશી ખામી રાખી હતી નહી. ફુલ જેવા શરીર અને ગુલાબ જેવા ચ્હેરા ઉપર મારના સોળ પડેલા હતા. બન્ને નાજુક હાથ પુંઠ ઉપર બાંધેલા છે, નાગી તરવારના પહેરા વચ્ચે તે પુતળી ઉભી છે. યુક્રિટીયા આવી, પાસે આવી બોલા—

"દુનીયાની કોઇ માતા તારાથી વધારે નાલાયક બાળકને જન્મ આપી શકતી નથી. ધાયા દુશ્મન બની તારૂં ગળું દબાવી નાખતી, માતા કાતીલ બની તને ઝેર પાઈ મારી નાખતી, બાપ ઝાલીમ બની ભુગર્ભમાં ઢાંકી દેતો, પ્રજા બળવો કરી તને પાયમાલ કરતી, પરંતુ

ઓ, હીણ ભાગિણી સલમુનીયા! પ્રપંચી છોકરી, બેવફા ઓરત અને બેશરમ વ્યકિત નિર્લજ પાષાણની પુતળી, કોને ખબર હતી કે દેશ પાયમાલ, રઇયત બરબાદ, રાજ તારાજ અને ધર્મનો નાશ થશે. તે વખત તારો અધમ આત્મા તે ઝાલિમો, તે લુટારૂઓ અને તે જંગલી વેરીઓને મદદગાર થશે.' અરબો અમારા દુશ્મન છે, અસંખ્ય પવિત્ર આત્મા અને ધર્માત્મા પુરૂષો, આ લડાઇમાં ભુમાતાના ગર્ભમાં આળોટયા. જીંદગીનો લ્હાવો લેવા યોગ્ય સંખ્યાબંધ બાનુઓ વિધવા થઇ બેઠી, પિતાના પ્રેમની લ્હાણ નહી મેળવેલાં કેટલાંએ બાળકો યતીમ—અનાથ થયાં! આવી દશામાં અમારાથી વધુ પીડિત અને મુસલમાનોથી વધુ ઝાલીમ જગતમાં કોણ હશે! આવા બારીક સમયે તેં દગો રમ્યો. ઓ, પાપી કામાંધ પુતળી, અમારા દેશ અને કોમ ઉપર લાગેલો ડાઘ કયામત સુધી જશે નહી."

"તારી લાજ અને શરમ નાશ પામી, તેં જે કર્યું તે કોઇ કરશે નહિ. ખાત્રી—વિશ્વાસ હતો કે કીલ્લો તારા જેવી કમનસીબ પાપીણીને નીચે ફેંકી, હાડકાં પાંસળાં છુટાં પાડશે, પરંતુ હેરત છે, આશ્ચર્ય છે, અચંબો છે કે અમારી છાતીપર મગ દળવા હજુ તું જીવતી છે. પરતુ તને જીવતી અને દુશ્મનોમાં આનંદી લટારો મારવા—જીવતી રહેવા દઇએ તેવા અમે નથી. તારી માટી પશુ અને પક્ષીઓ પીંખશે. હજુ પણ જો તું શુદ્ધ મનર્થી તોબા કરી, યકીન અપાવે કે તે અત્યાચારીઓ પરત્વે અમારા જેવોજ તિરસ્કાર બતાવીશ, તો તારો જીવ બચી શકે છે.''

રતાશને પીળાશમાં પલટાવેલી તે મુખમુદ્રા ઉપર, ક્રોધાગ્નીથી સુખાઇ નીલા પડી ગયેલા હોઠો ઉપર, દયારે બદખશાનની સંધ્યાનો આભાસ કરાવતા હોઠો ઉપર સ્હેજ હાસ્યરેખાનો દેખાવ થયો, તે આંખોએ, જેમાં અત્યારે બહુમુલ્ય મોતીઓનું તેજ ભર્યું હતું—સલમુનીયાએ, યુદ્રેટીયાનું પગથી માથા સુધી અવલોકન કર્યું. હસી અને બોલી—

"ભુલનો ઇકરાર, ગુમરાહીને ઇનકાર, સત્યની શોધ, સંતોષની કબુલાત, પ્રેમની કદર, ભાવિપર સબર, મનુષ્યત્વનો પાઠ અને બુદ્ધિનો ગુણ છે. કોઇ કાનુન, નીયમ કે ધર્મ આ ગુણને અવગુણમાં બદલી શકતો નથી, તેનો કર્તા અપરાધી ઠરતો નથી. મારૂં વ્યક્તિત્વ તમને શરમાવનારૂં ભલે હોય, પરંતુ જેમને તમે દલિત લેખતા હો, નીચ ગણતા હો, તેમને મગરૂર બનાવનારૂં છે. મેં ઇસ્લામને જોયું, તપાસ્યું, અને કસોટી ઉપર કસ્યું. ખ્રીસ્તના ખોળામાં ઉછરી અને રહી, પળી અને પોપાઇ. ઈંજીલનું અવલોકન કરી ગઇ અને કુરાન સાંભળી રહી છું, ઇસાઇઓ જોઇ લીધા અને મુસલમાનોને જોઇ રહી છું, મારૂં યૌવન તમારે ત્યાં મારા લોહીનું તરસ્યું અને મુસલમાનોને ત્યાં કુદરતનો પવિત્ર પ્રકાશ. તેઓએ આ કૃતિથી કર્તાની, આ કારીગરીથી કારીગરની, મને જોઈ અદ્રશ્ય શક્તિની કદર કરી. તમે અધમ છો, તેજને અંધકારમાં, સફેદીને સ્યાહીમાં, અને નેકીને બદીમાં માનો છો. હું ઇચ્છાઓની ગુલામ નહી સચ્ચાઈની દાસી છું મારી જીંદગી હેરત નહી પણ ખુદાની કુદરત છે. અને તેજ રક્ષક છે જેણે કીલ્લા ઉપર મારો બચાવ

કર્યો હતો. તમે ખાત્રી રાખો, તમારી કેદ અને સખતાઇ, દુ:ખ અને મુસીબત, મારા અડગ કદમ અને નિશ્ચળ વિચારો ફેરવી શકતા નથી, મેં મરનારા બાપ અને ફના થનારી માતા આગળ, પહાડના શિખર ઉપર, અને કીલ્લાના કુંગરા આગળ, આ પ્રાણની પરવા કરી નથી, તમે એક વખત નહી હજાર વખત. બે ચાર નહી પણ આખો સમુહ—આખું દમીશ્ક, સંકટ નાંખે, પરંતુ યાદ રાખો, સલમુનીયા જે કહી ગઇ, તેજ સત્ય છે—તેજ થશે બાકી મિથ્યા!

"કતલ"નો એકત્ર અવાજ ચારે દિશાએથી ઉઠયો, તરવારો મ્યાનથી ખેંચાઈ, યુફરેટીયા ખંજર ઉગામી આગળ વધતાં બોલી—

"મુસલમાન અમારાથી સારા છે? જો! આ પરિણામ!! વેદ! તેની સ............."

ખંજર છાતી પાસે પહોંચતાં તીરનો સણસણાટ થયો, તેજ પળે યુફરેટીયા સલમુનીયાના પગ આગળ લોટતી દેખાઇ.

અજાયબીમાં હેરીસે મુસલમાનોને માથા ઉપર જોયા, હોશ ઉડી ગયા, હાજાં ગગડી ગયાં. પ્રવાસીઓએ ન્હાસવા પ્રયત્ન કર્યો પણ મજબુત વ્યુહમાં ઘેરાયેલા હતા. દુશમનો થોડા હોવાથી ખાલીદે હથીયારો નાંખી શરણ થવાની સુચના આપી, ઇસાઇઓ જવાબ આપે તે પહેલાં ખાલીદે ઇસાઇનું જબર લસકર આવતું જોયું અને સાંભળ્યું કે દમીશ્ક ઉપર ચઢાઇ કરનારૂં બીજું લશકર પહાડના

પછવાડે પડેલું છે. દમીશ્કનો બચાવ કરવા પુરતું લશ્કર ત્યાં હતું છતાં હરીફની સંખ્યા નહી જણાએલી હોવાથી ખાલીદ વિચારમાં પડયા.

એકાએક આકાશ ઘેરાયો, તુફાની હવાનાં સખત ઝાપટાં આવ્યાં જોર શોરથી વરસાદ વરસવા માંડયો, મુસલમાનોએ હાથ રોકયો અને તુફાન ઘટવાની વાટ જોઈ. રાત પડી અંધારૂં થયું પણ તુફાન ઘટયું નહી સવાર થતાં પહેલાં પ્રવાસીઓ પડતા આખડતા રોમન છાવણીમાં જઇ પહોંચ્યા. મહા મુસીબતે સવાર થઇ વરસાદ થોભ્યો, પવન રોકાયો પરંતુ રસ્તો બીકટ હતો, ખીણો સખત હતી અને પગ મુકે ત્યાં દળદળ અને ગળાણ હતું. દુશમન આંખની સામે હતો છતાં સંજોગો પ્રતીકુળ હતા, વિજય પછી પરાજયનો ખ્યાલ હતો. તેઓ થોભ્યા અને આગળ કદમ મુકતા અટકયા.

દમીશ્કથી અહી સુધી લાવનારો તે નવ મુસ્લીમ આગળ આવ્યો અને પાસેના રસ્તાથી દુશમન ઉપર લઇ જવાની અરજ કરી. પ્રથમ અખતરામાં તે ખરો પડવાથી ખાલીદે તેની પાછળ ચાલવાનો હુકમ આપ્યો. લશકર માર્ગની સખતાઇનો વિચાર કર્યા વગર ચાલ્યું જતું હતું. સવારની બપોર થઇ પણ લશકર દેખાયું નહીં, બપોરનો ત્રીજો પહોર આવ્યો દુશમનો જણાયા નહી. ખાલીદ બગડયા, ગુસ્સો ચઢયો ભોમીઆને ઠપકો આપ્યો, તેણે પોતાની ભુલ કબુલ કરી, તે રસ્તો ભુલ્યો હતો, પણ અંતર શુધ્ધ હતું. ખાલીદે વિશ્વાસ કર્યો અને અજાણ્યા પહાડમાં અજાણ્યા પગી પાછળ દોરવાયા, સાંજ પડવા આવી આકાશ અંધાયું, પવન ફુંકાયો

અને ગઇ રાતનું દશ્ય આગળ હતું. મુસલમાનો જરા પણ ગભરાયા અચકાયા નહી. અંધારામાં થોભ્યા. ઉભાં ઉભાં પરોઢીયું કર્યું. ઘોડા ઉપર નમાઝની બંદગી ગુજારી. આગળ વધ્યા અને દુશમનો સામે દેખાવા લાગ્યા.

ક્ષણમાત્ર પણ વ્યર્થ ખોયા વગર ખાલીદે લશકરને ચાર ભાગમાં વ્હેંચ્યું. દરાર, રફી, અબદુલ રેમાન અને પોતે સેનાપતિ બન્યા. અને એક પછી એક મદદના સ્વરૂપમાં હુમલા કરવાની ગોઠવણ થઇ. દુશમનની સંખ્યાની ખબર નહી હોવાથી ખાલીદ અને અણુ ઉલ્ટા તરફથી દુશ્મનપર પ્રભાવ પાડવા આ ગોઠવણ કરવામાં આવી. ઇસાઇઓ ઉંઘમાંથી ઉઠી, હાથ, મ્હોં, ધોઇ હુશીયાર થાય તે પહેલાં અલ્લાહો અકબરના અવાજે પર્વત ગજાવ્યો. ઇસાઇ લશકરનો સેનાપતિ ટોમસ હતો. હેરીસ પણ તેની સાથેજ હતો લશકર લઇ સામે થયો. લડાઇ થવા માંડી. થોડીવાર પછી, અબદુલ રહેમાનના નવા લશકરે દેખાવ દીધો. તે મુસલમાનો સાથે જોડાયું, ટોમસ ઘોડો કુદાવી વચ્ચે આવ્યો અને ખાલીદ સાથે યુધ્ધ કરવાની ઇચ્છા બતાવી. ખાલીદ આગળ આવ્યા યુધ્ધ થવા માંડ્યું. જુજ મીનીટોમાં તે જમીનપર પટકાયો, ખાલીદ નીચે કુદવા વિચાર કર્યો તે અગાઉ અબદુલ રહેમાને વાંકા વળી ટોમસનું માથું ધડથી છુટું કર્યું અને બરછીની અણી ઉપર ઉઠાવી ઉંચું કર્યું.

ટોમસને મરેલો જોઇ ઇસાઇ હીમત હાર્યા, હેરીસે પાછળ ખસવા માંડ્યું. રફીએ પોતાની ટુકડી લઇ તીર ચલાવતી સ્ત્રીઓને

ઘેરો ઘાલ્યો. મુસલમાનોને માર્ગ બતાવનાર પગીની મહબુબા પણ ઘેરાયેલી સ્ત્રીઓમાં હતી. તે મળ્યો, પણ તેને મુસલમાન થયેલો સાંભળી મેહબુબાનો મીજાજ ગયો, તેણીનો પ્રેમ તિરસ્કારમાં ફેરવાયો. ખુશામત કરવા માંડી પણ વ્યર્થ, કાલાવાલા કર્યાં પણ નકામા કાકલુદી કરી પણ અકારત.

ઘાસના એક રળીઆમણા ટુકડા ઉપર બન્ને આશક માશુક વાતોમાં મશગુલ હતાં—પુરૂષ બોલ્યો—

"હું વચન આપું છું કે કોન્સ્ટાન્ટીનોપલ જઇશું અને ત્યાં પહોંચ્યા પછી પ્રાયશ્ચીત લઇ હું ખ્રીસ્તી થઇશ," છેલ્લી અને લાગટ થતી હારથી તેણી એટલી નિરાશ બની હતી કે ખામોશીથી પોતાની છાતીમાં ખંજર મારી આત્મ હત્યા કરી પરલોક પહોંચી. તે પુરૂષ રડતો અને માતમ કરતો ખાલીદ પાસે આવ્યો અને બધી વાત કહી સંભળાવી. ખાલીદને અફસોસ થયો અને કેદ પકડાયેલી સ્ત્રીઓમાંથી જેને તે પસંદ કરે તે આપવાનું વચન આપ્યું. તેઓએ વચન આપ્યું અને કહયું—શહનશાહ હરકલની પુત્રી પણ કેદમાં છે જો તેની ઇચ્છા હોય તો તેણી તેને આપવામાં આવશે કદાચ તેણીને અભય વચન ન મળ્યું હોય.

ટોમ્સના મરણથી રોમનો નાસીપાસ—નાઉમેદ થયા. હેરીસની ઉશ્કેરણી વ્યર્થ ગઇ અને મેદાનમાંથી ન્હાસતા જણાયા. મુસલમાનોએ પીછો કર્યો. તેમનો હેતુ શાહઝાદી સલમુનીયાને મેળવવાનો

હતો પરંતુ પુરતા પ્રયત્નો વચ્ચે તેણીનો પતો મેળવી શક્યા નહિ.

ખાલીદને દમીશ્કની ભારે ફીકર હતી. ઇસાઇઓનું અડધું લશ્કર દમીશ્ક ઉપર જવાની ખાત્રી હતી. ખાલીદે દમીશ્ક તરફ વળવાનો હુકમ કર્યો. મુસલમાનો તૈયાર થયા અને દમીશ્કની સડકે પડયા. પહાડ ઓળંગવા પછી સામેથી લશકર આવતું જણાયું તે એક રોમન લશકર હતું. મુસલામાનો હથીયારો ખેંચે તે અગાઉ અમન અને રક્ષણ માગનારો વાવટો રોમન લશકરમાં ઉભો થતો દેખાયો. મુસલમાનોએ હથીયાર મ્યાન કર્યા અને અટકયા.

* * * * *

અત્યાર સુધી દમીશ્કમાં મુસલમાનોએ બતાવેલા સહિષ્ણુતા અને મનુષ્યત્વના બહાદુરી ભર્યા સદગુણોને દુનીયા ભુલાવી મકશે નહી. આજની દુનીયા સુધારા અને સંસ્કૃતિમાં બ્હોળા પ્રમાણમાં આગળ વધી હોય, પરંતુ અત્યારના મનુષ્યત્વને તે વખતના કહેવાતા જંગલી અને અસભ્ય જીવનની સામે મુકી મુકાબલો કરવામાં આવે છે ત્યારે સ્પષ્ટ જણાઇ આવે છે કે તે વખતના મુસલમાનો આજના સુધરેલા મનુષ્યત્વ અને કહેવાતા સંસ્કારી જગત કરતાં ઘણા આગળ વધેલા હતા. તેઓ મનુષ્ય નહી ફરિશ્તા હતા. પોતાના સદાચાર, સુધારા, સંસ્કૃતિ, કૃપા, દયા, માયા, અને આત્મબળને પોતાની સાથેજ લેતા ગયા.!

* * *

એક વૃદ્ધ ધર્મ ગુરૂ ખ્રીસ્તી લશ્કરમાંથી નીકળી આગળ આવ્યો અને સેનાપતિ ખાલીદને નમન કરી બોલ્યો.

"કયસરની બેટી તમારી કેદમાં છે, તેનો બદલો લઇ અમને સોંપવા જેટલી દયા કરો"

વૃદ્ધ તરફ જોઇ ખાલીદ હસ્યા અને બોલ્યા "મુસલમાનોને સમજવામાં તમે ભુલ કરી છે. અમે દોલતના ભુખ્યા અથવા જોર જુલમથી ઇસ્લામનો ફેલાવો કરવાની ઇચ્છા નથી રાખતા. સ્ત્રીના બદલામાં દ્રવ્ય લેવાનો અમારો ધર્મ નથી તેણીના તોલનું ઝવેરાત મળતું હોય તો પણ અમારાથી લેવાય નહી. તમારી બેટી ઉપર તમારો અધીકાર છે. ખુશીથી આવો અને લઈ જાઓ."

વૃદ્ધ ગુરૂ વિસ્મય થઇ ખાલીદ તરફ જોઇ રહયો. ઇશારત થતાં તેને લશ્કરે રસ્તો આપ્યો તે અંદર ગયો અને શાહઝાદી સાથે પાછો ફર્યો. ખાલીદને નમન કર્યું અને ચાલ્યો. બે ડગલાં આગળ વધી તે થોભ્યો. ખાલીદ તરફ મ્હોડું ફેરવ્યું અને બોલ્યો—

"નિઃસંદેહ ! તમારા શુદ્ધ આત્મામાં સત્ય છે, અને આ સદગુણને અંગે દુનીયાના જે ખુણામાં તમારો પગ જશે ત્યાં વિજય તમારા પગમાં લોટતી મળશે.'

ખાલીદે તે નવ મુસલીમ ઇસાઇને પોતાની પાસે બોલાવી કહયું—'જેટલી દોલત અને ઝવેરાત જોઇએ ખજાનામાંથી લ્યો."

પરંતુ તેનું મન દુનીયાથી નિરાશ હતું. તેણે ના પાડી અને પોતાનો શુદ્ધ આત્મા જીંદગી પ્રયંત ઇસ્લામને અર્પણ કર્યો. ત્યાર પછીથી દરેક લડાઈમાં તે આગળને આગળજ રહેતો.

બગદાદના કાજી વાકદીએ પોતાના ઇતિહાસમાં તેના સંબંધમાં ઘણું લખ્યું છે. યુરોપનો ઇતિહાસ બતાવે છે કે હર વખત તેને ઇસ્લામના ફેલાવાની ધુન હતી. અંતે યરમુકની લડાઇમાં તેણે પોતાનો શુદ્ધ આત્મા પવિત્ર ઇસ્લામ ઉપર કુરબાન કર્યો.

---

## પ્રકરણ છત્રીસમું.

—:():—

### ઊલમાંથી ચુલમાં.

---

"સાંભળું છું કે ખલીલની આગને ત્હેંજ ગુલઝાર બનાવી હતી, કહેવામાં આવે છે મુસાને ફીરઔનના પંજામાંથી ત્હેંજ ઉગાર્યો હતો. હું જાણું છું કે સલમુનીયાને કીલ્લાથી પડતાં બચાવનારી માત્ર તારી કુદરત અને યદ્યપિ દુશ્મનો દરમીયાન સુરક્ષિત રાખનારી તારીજ શકિત છે. નિરાશાની ફરીયાદ નથી, ભાવીનું રૂદન નથી, જે થયું તે ઠીકજ થયું અને જે થાય છે તે સારૂંજ

થાય છે. દુનિયા મારો તિરસ્કાર કરે છે, કોમ મને ધીક્કારે છે, દેશ મારાથી નફરત કરે છે, મિત્ર શત્રુ અને સગાં વેરી બન્યાં પરંતુ બધાથી વિશેષ જાણનાર, બધાથી પ્રબળ શાહેદ તુ છે, સ્વાર્થનો દુનિ અત્યાર સુધી આ પાપી અંતરમાંથી નીકળ્યો નથી. હું યુનુસની નહી પણ તેના શુદ્ધાત્માની, તેની સુંદરતાની નહી તેના સદ્દગુણોની, તેના નામની નહી તેના ઇસ્લામની પ્રેમાળ—ફરેફ્તા—આશક હતી. તેં દેખાડયું અને મેં જોયું, તેં સંભળાવ્યું અને મેં સાંભળ્યું, તેના કતલનો કરપીણ દેખાવ—તેના દુઃખનો કરૂણ સ્વર...............”

“મારી ઇલ્તેજા સાંભળ, મારી પ્રાર્થના સ્વીકાર, હવે જીંદગીની ઇચ્છા ખતમ અને જીવતરનું સુખ રૂખસદ, ઉઠાવી લે અને પહોંચવી દે, મોત આવ અને સજીવન કર, તેના પડખામાં, તેની આંખોમાં. કર, પુરોકર, બે અંતરમાં રહેલો અરમાન........”

સલમુનીયાએ સીજદામાંથી માથું ઉઠાવ્યું. તુફાન ઉપર ચઢેલો ભયંકર દરીયો તેની આગળ મોજાં મારતો હતો. ગજવામાંથી રૂમાલ કાઢયો, આંખ ઉપર પટ્ટી બાંધી અને જોરથા તોહીદનો કલમો પઢતી—“હું નથી કહેતી કે મને યુનુસ સુધી પહોંચવો, મેં જેની આગળ ઇલતેજા કરી તે શકિતનુ આ કામ છે. જેના કબજામાં ફના થનારૂં શરીર અને અમર રહેનારો આત્મા છે, તેનું આ કામ છે ઓ, પાણીનાં મોજાં જેની આંખો ઉપર પટ્ટી બાંધી છે તેને અમરનિદ્રામાં સુવાડો એ તમારી ફરજ છે.” છેલ્લી પ્રાર્થના પુરી

કરી, ભુસ્કો મારવા વળતાં, પાછળથી ખભા પકડાયા. જોર કર્યું, વળખાં માર્યાં પણ વળ્યું નહી. પટ્ટી ખોલી જોયું—જાણ્યું-અનુભવ્યું—હેરીસના હાથમાં ફસાએલી સિંહણ હતી.

" મારી મહબુબ ! તે એકજ મેહબુબ ! દીલ અને પ્રાણની માલીક મેહબુબ, તેથી વધુ કીમતી કોઇ વસ્તુ આ દુનીયામાં મારી આંખો જોઇ શકતી નથી તે અને તે માત્ર તારા સબબે સદા સર્વદા માટે મારાથી જુદી થઇ. મારી આંખોમાં અંધકાર અને જીવન વ્યર્થ છે. દમીશ્કની લડાઇમાં મુસલમાનોએ પહોંચાડેલું નુકસાન અસહ્ય છે. કુદરતનો નીયમ છે કે પરદેશી પ્રજાઓ દેશની પ્રજા ઉપર રાજ્ય કરે છે, આ દેશમાં અમારા ઉપર પરદેશીઓ રાજ કરતા થશે. રાજ્ય જવાથી રોમનોને દુઃખ થયું પરંતુ સમય બધું ઠીક કરશે. રહેતાં રહેતાં સમજાશે કે કુદરતનો નિયમ અટળ છે. તે બધાની દવા થશે પરંતુ મને થયલું નુકશાન નહી પુરાય તેવું છે, મારી વ્યાધિ ચિકિત્સા રહિત છે. તેનો બદલો જો કંઇ પણ થઇ શકતો હોય તો એજ છે કે યુફરેટીઆની જગ્યાએ મારા અંતર દેશ ઉપર તારૂં રાજ્ય થાય—અહિંયાંથી નીકળી કોઇ નિર્ભય સ્થાને આપણે જઇ રહેશું."

" સલમુનીયા, વ્હાલી સલમુનીયા ! જે વેદના, જે મોહની લાંબા કાળથી અંતરમાં અદ્રશ્ય છે તેની કદર કર, અને વિશ્વાસ રાખ કે જોનારા ઈર્ષા કરે એવી રીતે બાકીનું જીવન ગુજારીશું."



# પ્રકરણ સાડત્રીસમું.

—:(o):—

## મુસ્લીમ ન્યાયના નમુના.

—:(o):—

મુસલમાનો વિજેતા તરીકે દમીશ્કમાં દાખલ થયા. બધું હવે શાંત હતું, અહીની લડાઈ અને ઘેરામાં તેમને વેઠવાં પડેલાં દુખોના બદલામાં માત્ર એક દેવળ હતું. તેને તોડી નાંખી, જમીનદોસ્ત કરી, મેદાન બનાવી તેઓ પોતાના અંતરની દાઝ પુરી કરવા આતુર હતા. આ આતુરતામાં ખાવું અને પીવું ઉઠવું અને બેસવું તેમને કંટાળો આપતું હતું. ખલીફાનો નિર્ણય સાંભળવા તેઓ એક ચિત હતા, ઈંતેજારી વધી પડી હતી. એક દીવસે ઝોહરની બંદગીથી પરવારી દુઆ માગતાં સાંભળ્યું કે કાસદ આવે છે. કાસદ આવ્યો અને તેના શબ્દો સાંભળવા એકની ઉપર એક તુટવા લાગ્યા. ભારે અજાયબી વચ્ચે તેઓએ સાંભળ્યું

"દમીશ્ક ફતેહ થવાની ખબર પહેલા ખલીફા સિદ્દીકે અકબરના કાન સુધી પહોંચી શકી નહી."

એકી ચીસે બધાની આંખો આંસુથી તરબોળ થઇ.

"પરંતુ બીજા ખલીફા ઉમર ફારૂક (ર.) થયા છે."

બધાએ આંસુ લુછ્યાં અને તેમના ચ્હેરા ઉપર આનંદની રેખા ચમકી.

વખત બારીક હતો અને બન્ને તરફથી ખલીફાનો ચુકાદો સાંભળવા બેહદ આતુરતા પ્રગટ હતી. બન્ને પક્ષ ભય અને આશાના વમળમાં હતા. ખ્રીસ્તીઓ સમજ્યા હતા કે દેવળ મસજીદમાં બદલાઇ જશે, પરંતુ બધાએ ભારે અજાયબી સાથે સાંભળ્યું અને ખાલીદની આશ્ચર્ય ચકિત આંખે વાંચ્યું—

"દેવળના જેટલા ભાગમાં મુસલમાનો વિજેતા તરીકે દાખલ થયા હોય તેની મસજીદ બનાવો અને સુલેહ પછી જેટલા પણ ભાગમાં મુસલમાનો ફર્યા હોય, તે ઉપર મુસલમાનોનો કશો અધિકાર નથી.

ખલીફતુલ મુસ્લેમીનના આ ચુકાદાથી ખ્રીસ્તીઓ ભારે આનંદ અને અજાયબી પામ્યા.

* * * *

જામયે બની ઉમઇયાની મસજીદ સંબંધી કેટલીક જગ્યાએ ગંભીર ભુલો થયેલી જણાય છે. એક અજાણ પણ પ્રખ્યાત તવારીખ નવીસે તેને ખલીફા વલીદના નામ સાથે જોડી દીધી છે. પરંતુ ખલીફા વલીદ સુધી ઉમર ફારૂક (ર.) નો ચુકાદો પોતાના મુળ સ્વરૂપમાંજ હતો. તેણે તે મહાન ખલીફાના ફરમાન આગળ પોતાને કંઇ પણ કરવા કે કહેવા અશકતજ માન્યો હતો. પરંતુ વલીદના વખત સુધી પણ દેવળ ઉપર મુસલમાનોને ભારે દાઝ હતી. અને

તે આખાને મસજીદ બનેલી જોવા આતુર હતા. મુસલમાનો તરફથી મ્હોં માગી કીમત આપી દેવળ ખરીદી લેવાનો સવાલ ઉઠાવવામાં આવ્યો. ખ્રીસ્તીઓ જો કે પ્રજા હતા પણ તેઓ વ્યવહાર અને ધાર્મીક વિષયમાં સર્વાંશ સ્વતંત્ર હતા. મામલો જીદ ઉપર ચઢ્યો અને દેવળનો કોઇ પણ ભાગ ખલીફા ઉમરના ચુકાદા ઉપરાંત આપવાની ચોકખી ના પાડી. વાત રસ અને કસ ઉપર ચઢી. વલીદે દેવળની મ્હોં માગી કીમત આપવા કહયું પરંતુ કેમે કરી ખ્રીસ્તીઓ તે જગ્યા વેચવા રાજી નહી થવાથી વલીદે દેવળ તોડી નાખવા હુકમ કર્યો. ઉશ્કેરાયલા મુસલમાનો દોડયા અને પવન વેગે દેવળ તોડી મેદાન બનાવ્યું.

વલીદે જામએ ઉમઇયા બંધાવવા પુરતી ઉદારતા બતાવી હતી. તેણે છુટા હાથે નાણાનો વ્યય કર્યો હતો. જુદા જુદા શહેરોમાંથી ૧૨,૦૦૦ હુશીયાર કારીગર બોલાવ્યા. અને અદ્વિતીય, અલૌકીક અને બેમીસાલ મસજીદ બંધાવી હતી. આ બનાવથી ખ્રીસ્તીઓનાં દુઃખાયેલાં દીલોની વ્યથા પીડા ખુદાજ જાણતો હશે, પણ લાચાર અને પરવશ હતા.

વલીદના આ કામને—આ વર્તણુંકને મુસલમાનો પોતે પણ પસંદ નથી કરતા. પરંતુ કહેવામાં અવશ્ય આવશે કે ખાકે ઇસ્લામમાંથી ઉપજેલી વ્યકિતઓની કીર્તિ દુનીયા કદી ભુલી શકશે નહી. વલીદ પછી ઉમર બીન અબદુલ અઝીઝ ખીલાફતની ગાદીએ આવ્યા ત્યારે ખ્રીસ્તીઓએ પોતાના દેવળની માગણી સાથે ન્યાયની યાચના કરી.

ખુલફાએ રાશેદીન પછીના ખલીફાઓમાં ઈસ્લામને શોભાવનારા ખલીફાઓમાંનો તે એક હતો. ન્યાયની નજરે ખ્રીસ્તીઓનો સવાલ તપાસતાં તેણે જોયું, રાંક પ્રજાની માગણી ન્યાથી અને ખલીફા વલીદની વળણુ ઇચ્છવા જોગ નહોતી. તેણે હુકમ કર્યો કે "મસજીદ શહીદ કરી, બળજોરીથી દેવળનો જે ભાગ મસજીદ સાથે જોડી દેવામાં આવ્યો છે ત્યાં રાજ્યના ખરચે દેવળ બાંધી ખ્રીસ્તીઓને સોપવું."

* * * *

ગનીમતના માલની વ્હેંચણી થઇ. બધા માલના પાંચ ભાગ પાડવામાં આવ્યા. પાંચમો ભાગ ખલીફાની સેવામાં નજર થયો અને બાકીનો માલ લશ્કરને વ્હેંચી દેવામાં આવ્યો. આજે મુસલમાનો અત્યંત આનંદમાં હતા. તેમની બેવડી ખુશાલીનો ઉત્સવ હતો. પ્રેમજગતનો પાદશાહ અને તેમનો વ્હાલો શાહ યુનુસ, જેની જીંદગીની કશીએ આશા નહોતી, તે આજે તનદુરસ્તીનું અંગોળ કરી તેમની વચ્ચે બેઠો હતો.

શામ ફતેહ થઇ ચુકયું હતું, હવે મુસલમાનોએ સ્વદેશ જવાનો વિચાર કર્યો. ખલીફતુલ મુસ્લેમીન તરફથી ગવરનરની ગોઠવણ થાય ત્યાં સુધી વ્યવસ્થા અને બચાવ પુરતું લશ્કર રાખી રવાગીની તઇયારી કરવા માંડી. દમીશ્કની રક્ષા માટે રાખવામાં આવતા લશ્કરની સાથે રહેવાની યુનુસે સેનાપતી આગળ યાચના કરી. યુનુસની માગણી સ્વીકારવામાં આવી અને મુસલમાનોનું લશ્કર, ખાલીદ બીન વલીદ તથા અબુ ઉબયદા સાથે મદીના શરીફ તરફ ઉપડી ગયું.

# પ્રકરણ અડત્રીસમું.

——:o:——

## કુરબાની—અલ્લાહ બસ બાકી હવસ.

---

"જીવલેણ જખમો ખાધા પછી જીવતા રહેવાની મારી મુદ્દલે ઇચ્છા નહોતી. હું જાણું છું કે મોતની તમન્ના—ઇચ્છા ઇસ્લામમાં વ્યવહાર નથી અને તેથીજ હું મોતનો અભિલાષી ન હતો તે વખતે કે નથી અત્યારે; છતાંપણ માથે આવી પડેલી મોતથી ઉગારો—એ મારી કમનસીબી નહીં તો બીજું શું? દમીશ્કનાં રજકણો મેં ચાળી નાખ્યાં, કોટનો પત્થરે પત્થર તપાસ્યો, પર્વતની ખીણે ખીણ જોઈ લીધી, જંગલે જંગલ શોધ્યાં, ગામે ગામ ગોત્યાં, સરીતાના તીરે, વાડીના ફુલે, વૃક્ષોની ડાળે, કોઇ મથક, કોઇ જગ્યા, કોઇ ગલી, કોઇ શેરી, કોઇ ઘર તારી શોધ વિના નથી રહયું, કોણ જાણે પૃથ્વી ગળી ગઇ કે આકાશ ઉપાડી ગયો! જીવે છે કે મરી ગઇ! રાજી છે કે રંજીદા! એકજ અને માત્ર એકજ! તેની મનહર કાંતિ, એક વખત તેનું ચંદ્ર મુખ—ઇચ્છા બસ તે જોવાની અંતીમ ઇચ્છા છે તે ભાગ્યશાળી પ્રતિમાનો પુજારી, તે પુર્ણિમાના ચન્દ્રનાં દર્શન કરે! અને જો તેના અંતઃકરણમાં ઇસ્લામ તરફ તિરસ્કાર ઉપજ્યો હોય, તે પોતાની સ્થીતીમાં રાજી અને સંતુષ્ટ હોય, તો પોતાની કોમમાં ભલે રહે, ખુશી રહે, આનંદી રહે, આબાદ રહે. હું દીવાનો

નથી, મારી બુદ્ધિ સ્થીર છે, ઠેકાણે છે.! મારી દશા સાનુકુળ છે, મારૂં મન શાંત છે, મારા વિચારો નિર્મળ છે, મારો પ્રેમ શુદ્ધ છે, મારો તર્ક પ્રત્યક્ષ છે. હું જાણું છું કે રાત વ્હેતી ચાલી આવે છે, ઓળખું છું કે ચંદ્રમા પ્રકાશી રહયો છે, જોઇ રહયો છું કે તારા હાસ્ય વિનોદ કરે છે, સાંભળી રહયો છું કે વ્હેતો વાયુ સણસણી રહયો છે આ બધાં ક્રાંતિમય કાળચક્રની ચકડીમાંથી પસાર થવાનું સાહસ--નહી ફરજ બજાવી રહયાં છે, પરંતુ તેમાંનો કોઇ મારી રાહ બરી કરી પ્રેમ જગતનો માર્ગ બતાવે! બતાવે, તે મુખમુદ્રા બતાવે! નીશાન બતાવે, કે તે સુંદર સાદ સંભળાવે.!

" બોલો! બોલો! ઓ ચળકના તારા બોલો!! સાંભળો છો? સાંભળી શકો છો? તો સાંભળો, બતાવો, બતાવો! પ્રત્યક્ષ કે પ્રતિબિંબ! સંલમુનીયા...........કયાં છે? નીચે છે કે ઉપર!! કઇ દિશામાં છે! કેવી દશામાં છે!! '

" તું, હા, હા તું! ઓ માહેતાબા તું! ઓ આફતાબે દમીરક તું! તને ખબર છે અને અવશ્ય છે! મ્હેમ કર, કરમ કર, દયા કર, કૃપા કર! તે માહરૂ—ચંદ્રમુખી પૃથ્વીની ઉપર છે કે અંદર! આકાશની નીચે છે કે ઉપર!!

" નથી, પ્રત્યુત્તર નથી! ખામોશ, બધું ખામોશ! નહી, નહી! બધા બોલે છે, પોત પોતાની બોલીમાં! કરી રહયાં છે, પોત પોતાનાં કામ! પણ—પણ મારી તરફ કોઇ ધ્યાન કે લક્ષ આપતુંયે નથી! અરે કોઇ જોતુંએ નથી!!

"ચંદ્રમા વાદળ ચીરી બહાર આવે છે, પવન સુંદર રાગ ગાતો, —અલાપતો વહી જાય છે! તારા ઝળમળી ઝળમળી સતેજ થાય છે પરંતુ આંખ ઉંચી કરી મારી તરફ કોઈ જોતું એ નથી!!"

"હું-આત્મ હત્યા! કરી શકતો નથી—પાપ છે! સખત ગુનોહ છે! હું ભવિષ્ય નથી ભાખતો—મના છે! અવશ્ય મના છે! હું સલમુનીવાને ભુલાવી શકતો નથી—અપકાર છે! બેશક અપકાર છે! ત્યારે કરૂં શું? તે ગઇ! મને ત્યજી ગઇ! સદા માટે........."

* * * *

"મુસલમાનોનું લશ્કર ચાલ્યું ગયું! ફતેહની ખુશાલી અને વિજયના આનંદમાં મોજ માણતા હશે! યુનુસે........કર્યો! તેને વિજયના આનંદનો ફાળો મળવો જોઇતો હતો,—પણ મને આશા નહોતી!—હું નહોતી જાણતી કે મુસલમાનો આવા ભુલકણા હશે—યુનુસ મને ભુલી જશે! ભુલાવી દેશે. આટલી જલદી ઇસ્લામની એક ઉછરતી કળીને, કનીઝને, દાસીને, વિસરી જશે—વિસારી જશે!

"કેટલું અંધેર! મરવાનો પ્રયત્ન કરૂં છું છતાં મોત આવતું નથી! દીવસ ઉગતાં નવું સંકટ સામે આવી ઉભું રહે છે! ધ્યાન હતું, લક્ષ હતું, આશા હતી, વિશ્વાસ હતો કે દરીયનાં મોજા—નદીની લ્હેરો અસહ્ય દુઃખનો અંત લાવશે. પુખ્ત શ્રદ્ધા, પુરી આશા અને સંપુર્ણ વિશ્વાસ હતો કે મારી પ્રાર્થના કબુલ થશે અને મોત આત્માને અંતીમ શાંતિ પ્રદાન કરશે. પરંતુ છેલ્લી ઘડીએ

.પશાચ હેરીસે હાથ અપવિત્ર કર્યો અને તે ઇચ્છા—આરઝુ પુરી થવા દીધી નહી—પણ નહી, યુનુસના સંબંધમાં આવા વિચારો! અન્યાય છે, અનર્થ છે, ખુર્ખાઈ છે, નાદાની છે, બેવકુફી છે. તે........... દેનાર પ્રતિમા નથી."

"તે માત્ર મારા સબબેજ કતલ થયો! તેના ખુનનું કારણ હું જ હતી! હવે તે આ જગતમાં નથી. મુસલમાનોને શું પડી કે મને શોધતા ફરે, વખતે શોધ પણ કરી હશે, પણ હું પોતે ચોમેર સંતાતી ફરૂં છું. બસ, હવે વધુ રહેલો ઉપાય વધુ સારા સંજોગ, વધુ સારો ઉપચાર કોઇ નથી. મારે આત્મીક આનંદ માટે આત્મોન્નતિ તરફ વળવું અને તાકીદે આ દેહનો નાશ કરવો. પર્વતનું શીખર સામે છે, તે ઉપર જાઉં અને ઉંચા શીખરે ચઢી નીચે કુદી પડું."

* * * *

જે ભાગ્યશાળી ચર્ણ કમળે રાજભુવનોમાં રહી મખમલના ગાલીચાને ઠોકરો મારી હતી, તે પગ, હા તેજ ચર્ણ કમળ! અત્યારે ભયાનક ડુંગરની તરાઇના કાળા પાણાને પ્રેમ ચુંબન આપી રહયા છે. સલમુનીયા ઝયતુનના એક ઝાડની ડાળ ઝાલી ઉભી રહી. હવે રહગાર થઇ છે. કલોલ કરતાં પક્ષી માળામાંથી નીકળી નીકળી ઉડવા માંડયાં છે અને અરૂણોદયનો સુરજ આફતાબે દમીશ્કનાં દર્શન કરવા આગળ વધી રહયો છે.

જે નાજુક શરીરને એઇ ફુલ ઈર્ષાની બળત્રામાં પડતાં તે સુંદર

શરીર આજે મેલ માટીમાં અટાયેલું હતું, કપડાં મેલાં ચીથડાં હતાં, —અર્ધ નગ્ન—લાગટ ફાકા—ભુખમરા નિર્બળતાની સીમાએ લઇ ગયા હતા. ચોદિશ એક અંતીમ આશાવંત નજર—નિરાશાની છેલ્લી નજર નાંખતાં, આંખે પાટો બાંધ્યો, ખંજર ખેંચતાં બોલવા માડયું

"વ્હાલા લુબનાન પર્વતના શિખરો! એક પ્રેમ ઘાયલ પતંગ વિયોગ લાયમાં પ્રજવળીત-બળતું પતંગ! અત્યારે તમારા ચર્ણમાં એક અદ્રશ્ય થયેલી ભોળી આંખ ઉપર કુરબાન થાય છે-બીજી વખત ફરી અને નિરંતર જોવાની આશામાં ઉત્સાહભરી ઇચ્છા સાથે કુરબાન થાય છે.! યુનુસ, કદાચિત તું જીવતો હોય તો દમીશ્કનો વિજય મુબારક! પરંતુ આ હતભાગિણી સલમુનીયાને હવે પછીથી--ના અત્યારથી ભુલી જજે--ભુલાવી દેજે! તેના સબબે એક દીવસ તને સુખની ઘડી મળી નહી તેની પાપી આંખોએ તને ઘાયલ જોયો! જો તું અત્યારે અહીયાં નથી, તો આ દુભાયેલા દીલમાં અહીયાં રહેવાની શકિત નથી હું આવું છું, યુનુસ! એવીજ રીતે—ક્ષીલ ઉપર—તારા હાથ લંબાવ અને મને ખોળામાં લે—"

"તે ફાની જીંદગી હતી, તેનું ફળ નાશ હતું. આ અમર જીવન છે અને અમર રહેશે! આજની બાથ અમર બાથ છે! લે—યુનુસ! લે—"

પગ જમીનથી ઉપડયાજ હતા કે પાછા બે હાથ લંબાયા અને ખોળામાં—સલમુનીયાનું આબદાર ખંજર સુરજના કીરણમાં ચમકયું.

અને સાથેજ "હાય" ના અવાજ સાથે એક પુરૂષ જમીનપર પડી તરફડવા લાગ્યો.

"હાય હું!" કોણ જાણે કે આ શબ્દોમાં શું જાદુ હતું. સલમુનીયા બાવરી બની ગઈ અને દોડતાં બોલી, "કોણ, યુનુસ?"

"કાન જેનો સ્વર સાંભળવા તલસી રહયા હતા! આંખો જે પ્રતિમા માટે દીવાની હતી! અત્યારે—આ હાથે—તેની જીંદગીનો નાશ કર્યો!" અડધાથી વધારે કાળજું ખંજરે કાપી નાંખ્યું હતું!!!

બન્નેની આંખો એક બીજાના કપોળપર ચોટેલી હતી. યુનુસ કહી શકયો—"ભદ્ર ભાગ્યશાળી છું, મારી આશા પુરી થઇ! જે હાથનો પરવાનો હતો—દીવાનો હતો—તે હાથે બધા સંકટોનો અંત આણ્યો!'

સલમુનીયા તદન અવાચક પુતળું હતું. તેની આંખો ઘાયલની આંખોમાં ચોટેલી હતી. અચાનક એક ચીસ મારી—યુનુસનું માથું ખોળામાં લઇ મ્હોં ઉપર મ્હોં મુકયું.

યુનુસની જીંદગીની આ છેલ્લી પળો હતી. તે માત્ર છેલ્લા શબ્દો બોલ્યો—"સલમુનીયા ખુદા હા—ફી—ઝ!!

—અને આંખો બંધ થઇ ગઇ—!!

સલમુનીયા—ખુની સલમુનીયા-નિરપરાધી સલમુનીયા ! ઉભી થઇ યુનુસનું લોહી કપાળે લગાવી, આંખો તેના પગ સાથે મસળતાં બોલી--

“ હા, હા ! પ્રેમની પ્રત્યક્ષ પ્રતિમા ! હા ! એ મરનારા -અમર આત્મા ! તારૂં વચન શુદ્ધ અને સત્ય હતું ! અવશ્ય આ હતભાગિણી ઝાલીમ અને જીવનારી હતી ! ! ’

“તારા ઉપકારો” લાશના ફેરા ફરી સલમુનીયા બોલી “ ઓહ ! તારા ઉપકારોનો બદલો આ હતો ! તારી કુરબાનીઓનું પરિણામ આવુંજ આવનાર હતું ! અને હું—”

“ઉઠ” સલમુનીયા હસી, હાથ પકડયો અને બોલવા માંડયું “ ઉઠ ! એ યુનુસ ઉભો થા ! સલમુનીયાનું લોહી રેડાય છે ! તે આત્મહત્યા કરે છે ! આવ, આવ ! યુનુસ આવ ! ”

“ કોણ હશે, ઓહ, કોણ હશે ! મારાથી વધુ ઝાલીમ ! કોણ છે, ઓહ ! કોણ છે ! મારાથી વધુ ઘાતકી ! મેં યુનુસને મારા હાથે કતલ કર્યો ! અરે ! આ ચંદ્રમા જેવું મુખડું મેંજ પાયમાલ કર્યું ! !”

“ ગુનેહગાર છું ! મારી ! ઓહ ! મારીની આશા ! બોલ યુનુસ બોલ ! માફ કર, યુનુસ માફ કર ! સલમુનીયા ક્ષમાની પ્રાર્થના કરે છે—માફ માગવા આવે છે !—પરંતુ નહી ! હું નિરપરાધી છુ, મેં હેરીસ સમજ્યો, મારી આંખો બાંધેલી હતી, મારી અક્કલ

ઉપર પરદો પડયો હતો, જીંદગીએ જે અરમાન—જે ઇચ્છાઓ—જે આશાઓ—પુરી નકરી—દરકાર ન કરી, તે મોત પુરી કરશે!"

બાવરી—દીવાની સલમુનીયા હાથ લાંબા કરી યુનુસને વળગી પડી—યુનુસમાં વસલ થઇ—પગના આંગળામાં ખંજર લીધું અને છાતીમાં માર્યું છેલ્લા શબ્દો હવાના કાસીદ સાથે દમીશ્કની દુનિયાને મોકલ્યા—

"અપરાધ સંગીન છે, અને સજા આસાન—માફ કરજે!"






# બીહારીના બે બોલ.



ઇસ્લામ, વ્હાલા ઇસ્લામ! તારા ખોળામાં આશ્રો મેળવ્યા પછી, કાળચક્રના વ્યુહે ચઢી અનેકાનેક પ્રસંગો, ઘટનાઓ અને દ્રશ્યોનું અવલોકન કર્યું. અસાર સંસારના સાર રહીત આખ્યાનમાં શુદ્ધ આત્માને સહન કરવાનું ઘણુ છે, સરળ, સ્વાભાવીક અને સાદી કહેવાતી કસોટી, ભદ્ર પુરૂષો, બાહુ બળીયા અને ધર્માત્માઓને દળી, પીસી અને પાણી કરી નાંખે છે. વીરલાઓજ હશે જે આજની દુનીયામાં ખરા ઉતર્યા હશે. પણ--પણ તે કયાં! અમારામાં નથી? છે, પણ જોઇ શકતા નથી, જાણીએ છીએ પણ ઓળખતા નથી, ઓળખીએ તો વિશ્વાસ નથી. પરમાત્મા તને ઓળખવાનું, તને જાણવાનું અને તારા હબીબને સમજવાનું જ્ઞાન, તારા કબજા, અધિકાર અને સત્તામાં છે. આ મેળવવા મ્હારા ભાઇઓ પ્રયત્ન કરે અને મેળવે, પુર્વજોના પરાક્રમોનો પાઠ શીખી પોતાનું ભાવિ સુધારે એ અંતરાત્માની ઇચ્છાનું તાત્પર્ય છે. તું જાણે છે મારી કોમ જાણતી નથી, જાણવા પ્રયત્ન કરતી નથી અને સમજાવનારાઓનો

તીરસ્કાર કરે છે. આ તીરસ્કારને આવકારમાં બદલનાર તુ છે તે બદલાય એજ મારી યાચના છે. આ હેતુ સામે રાખી આ ઉદ્દેશને નજર આગળ રાખી, અહંભાનની અતિ ન્યુનતામાં નહી—અહંભાનમાં આ લખાયેલું ઉર્દુનુ ઉત્થાન અને પલટાયેલું ભાષાનું સ્વરૂપ જોઇ, ગુજરાતના મારા ભાઇઓ ઇબ્રત પકડશે, ઘડે લેશે અને અહંભાન તરફ દોરાશે તો મારી અશકિતમાં શકિત અને નિરાશામાં આશા માની પ્રયાસ સાર્થક સમજીશ વસ્સલામ!

છેવટ આ તરજુમામાં જાણ્યે કે અજાણ્યે ભુલ થઇ હોય તો ક્ષમા આપવાની વાંચકો ઉદારતા બતાવશે.

બીહારી.